॥ ॐ अर्हं नम ॥

॥ श्रीमान विजयधर्मसूरीश्वरगुरुभ्यो नम ॥

# ભાવના-ભૂષણ

લેખક-

## મુનિમહારાજ શ્રીવિનયવિજયજી

( જામનગરવાળા )

મોદી શામજી રવજી—( જામનગર )

સંવત ૧૯૮૫ અને ૧૯૨૯

આવૃત્તિ ત્રીજી પ્રત ૫૦૦

આ પુસ્તક "શ્રી અર્થોદય પ્રિન્ટિંગ પ્રેસમાં"

મેનેજર વીઠલજી હીરાલાલે

છાપ્યું—જામનગર

કિમત-અમૂલ્ય



આચાર્ય શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજના શિષ્ય

**મુનિ મહારાજ શ્રી વિનયવિજયજી મહારાજ.**

(જામનગરવાળા)

જન્મ-સં ૧૯૧૯ દીક્ષા-સં ૧૯૫૫

સૂર્યોદય પ્રેસ—જામનગર



# પ્રસ્તાવના

આ ભાવના ભૂષણ નામના લઘુ પુસ્તકમા અમૂલ્ય એવી બાર ભાવના વિગેરેનો સમાવેશ થાય છે, અને તે આપની સમક્ષ રજુ કરતાં મને ઘણો હર્ષ થાય છે, મનુષ્ય જેવુ અમૂલ્ય જીવન પામી પોતાના આત્માને જે કર્મોનો લેપ મચોર લાગેલો છે તેને જડમૂળમાથી ખેંચી નાખવાને અર્થાત્ તેનો સદંતર નાશ કરવાને આ બાર ભાવનાના સ્વરૂપનુ ચિંતવન કરવુ, અને તેથી અનંત દુખે કરીને વ્યાપ્ત સંસારી જીવોને, આ ભાવનાજ ઉત્તમ આધારભૂત છે વળી દુખરૂપ અગ્નિએ કરી સંસાર નિરબનાથી તપીરહેલા, અને તેથી મોક્ષરૂપ કલ્પવૃક્ષની શીતળછાયાનો આશ્રય કરવાની ઇચ્છા રાખનારા મુમુક્ષુ જનોને આંતર અને બાહિર માનસ સમાધાન કરવાનુ, આ ભાવના ભૂષણ નામનુ પુસ્તક છે પણ મનમા અશુદ્ધિ, મલિનતા વગેરે હોય, ત્યાસુધી વસ્તુતત્વનુ ખરૂ સ્વરૂપ બરાબર સમજવામા આવતુ નથી

મનની મલીનતા ઓછી થતી જાય છે, તેમ તેમ ભાવનાનુ સ્વરૂપ સમજાય છે, આત્મા જે ભાવને ભાવે તે ભાવના આત્મના ભાવયતીતિ ભાવના અનેક ભવ્ય આત્માઓ, આ ભાવનાનુ ચિંતવન કરીને, આ સંસાર, દેહ, અને ભોગથી વિરક્ત થયા છે આ સંસારમા ફરી જન્મ ન લેવો પડે, તેને માટે યત્ન કરવો, ભવ્યજીવોએ તેમા તલ્લીન થવુ એજ હિતકારી છે પોતાના આત્માની સર્વોપરિ સ્થિતિ પ્રાપ્ત કરવા શક્તિમાન થઈ શકે છે, પોતાના આત્માનુ કલ્યાણ ઇચ્છનારાઓએ શુદ્ધ હૃદયથી હમેશા પ્રયત્નશીલ રહેવુ જોઈએ

વેગ ધની અને આત્મહિતથી વિષયોની નુ હતા ધના માર માન ભાવનાઓ તત્વજ્ઞાનીઓએ વર્ણવેલી છે આ ભાવના બુક્ષ નામનુ પુસ્તક ભાવનાઓથી ભરપૂર છે, તે વિવેક દ્રષ્ટિવાળાઓને વૈરાગ્ય ઉત્તમ અને નીતિનો ઉંચા પ્રકારનો બોધ આપી પરીણામે આત્મબોધ જગતની પરમ શાંતિને પમાડનાર છે આ ત્રીજી આવૃત્તિમા ઘણા સુધારા વધારો કરી પુસ્તક સુશોભિત કરવામા આવ્યુ છે

આ પુસ્તકનુ તમામ ખર્ચ જામનગરવાળા શામજી સવજી માંડી એ આપેલ છે તે તેઓએ પોતાના આત્માનુ સાર્થક કર્યુ છે અને તે અનુમોદનીય છે કારણ કે—"सता विभूति परोपकाराय भवति"

વાચક ભવ્ય જનોને વિનંતિ કરવામા આવે છે કે, આ પુસ્તક બનતા સુધી શુદ્ધ કરવામા આવેલ છે છતા છાપકામને અથવા દ્રષ્ટિદોષ કે પ્રમાદને લીધે કોઈ જાતની સ્ખલના થઈ હોય તો તે અમે મિથ્યા દુષ્કૃત પૂર્વક ક્ષમા યાચીયે છીએ

લેખક—મુની શ્રી વિનયવિજયજી

(જામનગરવાળા)



પુસ્તક મળવાનુ ઠેકાણુ—

મોદી શામજી સવજી—જામનગર

# "સમર્પણ પત્રિકા"



પરમ પૂજ્ય તીર્થસ્વરૂપ માતુશ્રી મુળીબાઈ,

બાલ્યાવસ્થાથીજ આપે મારા પ્રત્યે સદ્ભાવનાઓ અને સદ્ગુણો
ખીલવવા પુરતી કાળજી રાખી છે મારી કોમળ તબીયતની સ-
ભાળ રાખવા માટે અનેક કષ્ટો સહન કર્યાં છે આપના એક
પણ ઉપકારનો બદલો વાળવા હું સમર્થ નથી છેવટ
આપના અંતકાળ સમયે પણ મ્હારા મસ્તક પર હાથ
રાખી જે પ્રેમ અને મમતાની ઉચ્ચ ભાવનાઓ
સાથે આશીર્વાદ આપ્યા છે તે મધુર સ્મરણ તો
કદી પણ ભુલી જવાય તેમ નથી આવા
આપના અમુલ્ય પ્રેમના બદલામાં હું
શું સેવા કરી શકું ? આટલું છતા
આપની કિંચિત સેવારૂપ
આપનું પવિત્ર નામ આ
આત્મ કલ્યાણના અ
મૂલ્ય ઉપદેશવાળા
ભાવના-ભૂષણ
નામના પુસ્તક
સાથે સંયુક્ત
કરી આનંદ
માનું
છું

આપનો દાસ,

શામજી.

પુંડરીક ગોયમ પમુહ, ગણધર ગુણ સંપન્ન,
પ્રહ ઉઠી નિત્ય પ્રણમીયે, ચઉદહસે બાવન ૧

ब्राह्मी चदनबालिका भगवती राजीमती द्रौपदी।
कौशल्या च मृगावती च सुलसा सीता सुभद्रा शिवा॥
कुती शीलवती नलस्य दयिता चूला प्रभावत्यपि।
पद्मावत्यपि सुदरी दिनमुखे कुर्वंतु वो मगल ॥१॥

ॐकार बिन्दुसयुक्त, नित्य ध्यायति योगिन ।
कामद मोक्षद चैव, ॐकाराय नमो नम ॥ १ ॥

સર્વ ઈચ્છાઓને પૂર્ણ કરનાર અને મોક્ષને આપનાર એવા બિંદુસહિત જે ઓંકારનુ યોગિપુરુષો હમેશા ધ્યાન કરે છે, તે ઓંકારશબ્દને હુ નમસ્કાર કરૂ છુ ૧

॥ भावनास्तुति ॥

यस्याशय श्रुतकृतातिशय विवेक—
पीयूषवर्षरमणीयतर श्रयते ।
सद्भावना सुरलता न हि तस्य दूरे,
लोकोत्तरप्रशमसौख्यफलप्रसूति ॥ २ ॥

અતિશય શાસ્ત્રોના અભ્યાસથી પ્રાપ્ત કરેલ વિવેકરૂપી અમૃતવૃષ્ટિવડે અત્યંત રમણીય બનેલા જે પુરૂષના હૃદયમા ઉત્તમ

ભાવનાઓ પ્રગટે છે, તે પુરૂષને અલૌકિક એવા શાંતિસુખરૂપી ફળને આપનારી કલ્પલતા દૂર રહેલી નથી, અર્થાત્ સુલભ છે ૨

॥ द्वादश भावनाओ ॥

अनित्यतामशरण, भवमेकत्वमन्यताम् ।
अशौचमाश्रव चात्मन्, सवरं परिभावय ॥ १ ॥
कर्मणो निर्जरां धर्म–सूक्ततां लोकपद्धतिम् ।
वोधिदुर्लभतामेता, भावयन् मुच्यते भवात् ॥ २ ॥

હે આત્મન્! ૧ અનિત્ય, ૨ અશરણ, ૩ સંસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિ, ૭ આશ્રવ, ૮ સંવર, ૯ નિર્જરા, ૧૦ ધર્મ, ૧૧ લોક અને ૧૨ બોધિદુર્લભ એ બાર ભાવનાઓનું તું ચિંતવન કરે કે જેથી તું સંસારમાંથી મુક્ત થઇ જઇશ ૧–૨

 १ अनित्यभावना 

આ સંસારના બંધનકારક પદાર્થો અને આડંબરી દેખાવો તરફ ઉપેક્ષાને ઉત્પન્ન કરનારી, સર્વ પ્રકારના સાંસારિક ભાવોની અનિત્યતાને સિદ્ધ કરનારી અને આત્માના ઉન્નત માર્ગને દર્શાવનારી જે ભાવના તે પહેલી અનિત્યભાવના કહેવાય છે આ ભાવના પ્રાપ્ત થવાથી જીવનનો પ્રવાહ ઉચ્ચ માર્ગે વહન કરે છે તે-માંથી માનવ હૃદયમાં અખંડ પ્રેમધર્મ પ્રગટી નીકળે છે, જ્ઞાનમાર્ગનો પ્રકાશ દૃષ્ટિ આગળ ખડો થાય છે, સર્વ પ્રાણીની કિંવા સમસ્ત સૃષ્ટિની સમાનતા અને એકતા વિષયક ભાવનાના બીજ આરોપાય છે. જીવને સમાધાન તથા નિર્ભયતામાં રાખવા માટે અનિત્યભાવના વિશેષ ઉપયોગી છે તે ભાવનાની જાગૃતિ થવાથી મનુષ્ય મોહના મહાસાગરમાં ડુબતો નથી, બાહ્ય અને આંતર બંધનોમાં બંધાતો નથી, અને તૃષ્ણાની તાણ કરનારી વેગવતી સરિતામાં તણાતો નથી

તે આ વિશ્વને એમ ગધર્વ નગર જેવુ માને છે, પ્રકૃતિના સ્વરૂપને નિકૃતિરૂપ ગણે છે અને સર્વ દૃશ્ય યતી રચનાને અદશ્ય રૂપે જુવે છે

આ ભાવના પ્રગટ કરવામાટે સર્વ આગમો ઉચ્ચ સ્વરે ઉદ્‌ઘોષણા કરે છે કે, " માનવજન્મ પ્રાપ્ત થયા પછી આત્માના ઉત્સગમા રહીને એવાજ વિચારો કરવાના છે કે, જે વિચારોની શ્રેણીથી ચેતન અલૌકિક ઉચ્ચતા અને ઉદારતા પ્રાપ્ત કરી શકે " આ સસારના બાહ્ય અને સ્થૂલ પદાર્થો તેને આકર્ષી શકે નહીં અને તેથી જ્ઞાનેદ્રિયોની આગળ મોહનુ ગાઢ અધકાર આવી શકે નહીં અનિત્ય અને અસ્થિર પદાર્થો તરફ નિત્યતા અને સ્થિરતાની બુદ્ધિ ન થવા માટે શાસ્ત્રકાર નીચે પ્રમાણે લખે છે —

यत्प्रातस्तन्न मध्याह्ने । यन्मध्याह्ने न तन्निशि ॥
निरीक्ष्यते भवेऽस्मिन् हा । पदार्थानामनित्यता ॥१॥

જે દેખાવ પ્રાતઃકાળે રમણીય લાગતો હોય અથવા જે પદાર્થ અતિ મનોહર ભાસતો હોય તે મધ્યાન્હકાલે તેથી વિપરીત દેખાય છે અથવા તે તદ્દન હોતો નથી અને જે મધ્યાન્હ કાળે સુદર દેખાતો હોય તે રાત્રે હતો નહતો થઇ જાય છે એવી રીતે આ સસારમા પદાર્થોની અનિત્યતા ક્ષણે ક્ષણે જોવામા આવે છે

હે ચેતન ! તારા આસ્તિક હૃદયમા વિચાર કરીશ તો તને બીજી પણ ખાત્રી થશે કે જેવી રીતે આ સસારના સર્વ પદાર્થોની અનિત્યતા છે તેવી રીતે આ સસારના સુખની પણ અનિત્યતા છે એટલુ જ નહિ તે સુખની સાથે દુખ પણ ઉભુ જ છે તે એટલે સુધી કે, પરિણામે સુખના કરતા દુખ વધી પડશે તેને માટે શાસ્ત્રમા નીચે પ્રમાણે લખેલુ છે —

यज्जन्मनि सुख मूढ ।
... खमनन्त स्य...

હે મૂઢ ચેતન! આ સંસારમાં તારી સન્મુખ જે કાંઈ સુખ અથવા દુઃખ દેખાય છે, તે બન્નેને જ્ઞાનરૂપી ત્રાજવામાં મુકીને તોળી જો તો તને સુખથી દુઃખ અનંતગણું માલુમ પડશે અર્થાત્ સુખના કરતા દુઃખ વધી પડશે

હે આત્મા, તારે વિચારવું જોઈએ કે, મનુષ્ય માત્ર સુખ ભોગવવાનું સ્થાન શરીરને માને છે આ સંસારના સર્વ સુખો શરીર વડે મનાય છે સર્વ પ્રાણી શરીરના રક્ષણને માટે સદા યત્ન કરતા દેખાય છે પણ તે શરીરની અનિત્યતા કેવી છે તેનો તારે વિચાર કરવો જોઈએ જ્યારે તે શરીર અનિત્ય છે, તો પછી બીજા સુખોની નકામી ઇચ્છા શા માટે રાખવી જોઈએ? તે શરીરની અનિત્યતાને માટે નીચે પ્રમાણે લખેલું છે—

शरीरं देहिनां सर्व–पुरुपार्थनिवन्धनम् ॥

प्रचण्डपवनोध्धूत–घनाघनविनश्वरम् ॥ १ ॥

જેમ આકાશમાં ઘાટીરીતે બનાએલો મેઘ પ્રચંડ પવનના ઝપાટાથી જોત જોતામાં વિખરાઈ જાય છે, તેમ પુરૂષાર્થના સાધન રૂપ જે આ શરીર છે, તે પણ જોત જોતામાં કાલ રૂપી પ્રચંડ પવનનો ઝપાટો લાગતા વિખરાઈ જાય છે

હે ચેતન, જેવી રીતે તારૂં શરીર અનિત્ય છે, તેવી રીતે પુત્ર, સ્ત્રી સ્વજન અને બાંધવો પણ અનિત્ય છે, તેથી તારે તેમના રક્ષણને માટે વૃથા ખેદ કરવો ન જોઈએ કેટલાએક સંસારી ગૃહસ્થો પુત્ર, સ્ત્રી અને બીજા સગાઓને માટે અનેક જાતના પાપકર્મો આચરે છે-કાળા ધોળા કરે છે, તેના કટુ ફલો તે ગૃહપતિને એકલાને ભોગવવા પડે છે અરે ચેતન! તારે હૃદયમાં વિચારવું જોઈએ કે જેમને માટે તું અનેક કુકર્મો કરે છે, તેઓ તને પરલોકમાં સહાય આપનારા નથી તેથી તારે તે પોષ્ય વર્ગનું પોષણ નીતિમાર્ગે ચાલીને કરવું જોઈએ વળી તે પુત્ર, સ્ત્રી સ્વજન અને સગાઓ છેવટે તારા રહેનારા નથી તેઓ પણ સર્વથા અનિત્ય છે તેને માટે શાસ્ત્રમાં આ પ્રમાણે કહ્યું છે, તે તારા હૃદયમાં સદા સંભારી રાખજે

अवश्य यान्ति यास्यति । पुत्रस्त्रीधनबान्धवा ॥
शरीराणि तदेतेषां । कृते किं खिद्यते वृथा ॥ २ ॥

પુત્ર, સ્ત્રી, ધન, બાંધવ અને શરીર અવશ્ય ચાલ્યા જાય છે અને છેવટે ચાલ્યા જવાના છે, અર્થાત્ તેઓનો કર્માનુસાર વિયોગ થવાનો છે તો હે ચેતન ! તું તેમને માટે વૃથા ખેદ શા માટે કરે છે ?

હે ચેતન ! વળી તે અનિત્યતા કોના જેવી છે તેને માટે શાસ્ત્રકારે નીચેનું રસિક પદ્ય કહેલું છે—

गगननगरकल्पं सगमं वल्लभानां ।
जलदपटलतुल्यं यौवनं वा धनं वा ॥
स्वजनसुतशरीरादीनि विद्युच्चलानि ।
क्षणिकमिति समस्तं विद्धि संसारवृत्तम् ॥ १ ॥

હે ચેતન ! સ્ત્રી વગેરે પ્રિયજનોનો સંગમ આકાશના નગરના જેવો છે જેમ આકાશમાં થયેલી વાદળાની નગરરચના ટકી રહેતી નથી તેમ સ્ત્રી વગેરેના સમાગમનું સુખ ટકી રહેતું નથી યૌવનવય અને દ્રવ્ય વાદળાના સમૂહ જેવું ચલાયમાન છે જેમ વાદળા ચડી આવે છે અને પાછા તરત વીખરાઈ જાય છે તેમ યૌવનવય અને દ્રવ્ય પ્રાપ્ત થઈને તરત નાશ પામી જાય છે અને સગા, પુત્રો અને શરીર વગેરે વિજળીની જેમ ચપળ છે, આ પ્રમાણે આ સંસારનો સમસ્ત બનાવ ક્ષણિક છે એમ સમજી તું આત્માની ઉન્નતિને સાધનારી અનિત્ય ભાવના સદા ભાવજે

હે ચેતન, એ અનિત્ય ભાવના ભાવતા પ્રથમ તું તારા હૃદયને આ પ્રમાણે પ્રતિબોધ આપજે હે હૃદય, તું આ સંસારના પદાર્થો તરફ તારો આવેશ દર્શાવીશ નહિ તે સર્વ પદાર્થો પરિણામે અનિત્ય છે, વિનાશશીલ છે અને નિરર્થક છે સંસારના જે પદાર્થો તને આ છે તે પદાર્થો તારા આત્માના નથી તેમ તારો ઉદ્ધાર કરનારા

પણ નથી આખરે તેઓ ઇન્દ્રજાળના જેવા ક્ષણસ્થાયી છે તેની અનિત્યતા તારી આગળ સાબીત કરવાની કાંઇ જરૂર નથી તે તુ આ સંસારમા પ્રત્યક્ષ જોઇ શકે છે પ્રેમવતી પ્રિયાવાળો પુરૂષ ક્ષણમા વિધુર થઇ જાય છે, અખૂટ ધનવાળો ક્ષણમાં નિર્ધન બની જાય છે, પ્રવીણ અને પરાક્રમી પુત્રોવાળો ઘડીકમા વંધ્ય થઇ જાય છે અને સ્વજનોના પરિવારથી વીંટાએલો માણસ થોડીવારમા એકાકી બની જાય છે હે હૃદય તે વાત તારા લક્ષમા રાખજે

આ સંસારમા મનુષ્યની જીવન યાત્રામા કેવા કેવા વિચિત્ર પ્રસંગો આવે છે અસ્તોદયનુ પ્રચંડ ચક્ર વેગથી ફર્યા કરેછે, અને તેના વેગને પ્રત્યેક મનુષ્ય અનુભવે છે, છતા પણ તે ભ્રમણામા પડીને ભુલી જાય છે જનસમાજનો મોટો ભાગ વિવિધ જાતની લાલસામાજ આસક્ત રહી રહેલો હોય છે અને તેના વ્યાપારમાજ તે અમૂલ્ય માનવ-જન્મ ગુમાવી બેસે છે, તે લાલસાઓ પૂર્ણ થતી નથી અને તે કદી કોઇ પૂર્ણ થાય તો તે વિદ્યુતની જેમ ચપળ થઇ જાય છે કેટલાક તો તે લાલસામાજ પોતાનુ જીવન વૃથા ખોઇ બેસે છે આથી અનિત્ય ભાવનાની પ્રભા જો હૃદયપટ ઉપર પડી હોય તો તે મનુષ્ય આ સંસારના અનિત્ય સ્વરૂપને સારી રીતે સમજી શકે છે ત્યારે તેના હૃદયને નીચેના પદ્યો હૃદયગમ લાગે છે —

कल्लोलचपला लक्ष्मी । सङ्गमा स्वप्नसन्निभाः ॥
वात्या व्यतिकरोत्क्षिप्त–तूलतुल्य च यौवनम् ॥ १ ॥
भोगा भुजङ्गभोगाभा । सद्य· प्राणापहारिण· ॥
सेव्यमाना प्रजायन्ते । ससारे त्रिदशैरपि ॥ २ ॥

લક્ષ્મી સમુદ્રના કલ્લોલના જેવી ચપળ છે કુટુબ આદિ પ્રિય જનના સમાગમો સ્વપ્નાના જેવા ભોગ છે યુવાવસ્થા પવનના ઝપાટાથી ઉડેલા આકડાના રૂના જેવી છે, અને વિષમ ભોગો સર્પની ફેણાના જેવા વિષમ છે જો દેવતાઓ તેમને સેવે તો તેમને પણ તે પ્રાણાપહારી થાય છે ૧-૨

આ ઉપરથી પ્રત્યેક ક્લેશ, પ્રત્યેક વ્યાધિ, પ્રત્યેક ઉપાધી અને અને પ્રત્યેક આપત્તિ—એ સર્વમાંથી પોતાના વેગને અધિકાધિક સમળ કરવાના સાધન પ્રાપ્ત કરી આત્મભાવનાનો વિસ્તાર કરનારા ભવ્ય આત્માઓ તે અનિત્યતાનુ સ્વરૂપ ઓળખી વિરાગને સુદૃઢ કરવાને અધ્યાત્મમાર્ગે પ્રવૃત્તિ કરવા તત્પર થાય છે

અનિત્ય ભાવનાના ઉચ્ચ શિખર ઉપર આરૂઢ થયેલા મહાત્માઓ કહે છે કે, હે ચેતન ! પુત્ર, સ્ત્રી, બાંધવ, ધન અને શરીર આદિ જે તને પ્રિય લાગે છે અને વિષયોના વિષમય સુખ તરફ તારી મનોવૃત્તિ ખેંચાય છે, તે તરફ તુ નિત્ય—અનિત્યના તત્ત્વોની વિચારણા કર એટલે તારા સમજવામા આવશે કે, આ સર્વ નિત્ય નથી પણ અનિત્ય છે, તેની અનિત્યતાનુ ભાન કદિ તને થયુ નહીં હોય તો અન્ય સ્થળે અવલોકન કર, એટલે તને ખાત્રી થશે કે, ગૃહ વૈભવમા ઉછરેલા અને લાલન પાલનના લાડને ભોગવનારા બાળ યુવાન અને સદ્ગુણી સતાનો જેમના ચાલ્યા ગયા છે એવા અપુત્ર ઘણા ગૃહસ્થો તારી દૃષ્ટિએ આવે છે સૌન્દર્યવતી સદ્ગુણવતી, અને અનુપમ રૂપવતી રમણીઓના વિયોગીઓ કેટલા રખડે છે? તેમનુ અવલોકન કર ડહાપણથી ભરપૂર વિદ્વાન અને વિક્રમવત બાન્ધવોને ગુમાવી સદા શોકમગ્ન રહેનારા કેટલા પુરૂષો અસહાય થઇ લાચાર થઇ પડ્યા છે તેમની તરફ જો લક્ષ્મીના વિવિધ વિલાસોને ભોગવનારા વિવિધ વાહનોમા ફરફર થઇ ફરનારા અને મનવાછિત મોજ ગોખમા મગ્ન રહેનારા જે ધનિકો પાછળથી નિરાશ્રિત, અશરણ, અને દયાપાત્ર થઈ દીનતા સાથે ભિક્ષુકવત્ ભટકનારા થઇ પડેલા છે, તેમનુ નિરીક્ષણ કર રૂપ અને કાન્તિથી કામવત્ દેખાતા ઉચ્ચ સહનનથી વીર્ય અને પરાક્રમનો પ્રભાવ દર્શાવનારા અને ગતિના વેગથી પૃથ્વીને ધ્રુજાવનારા વીરનરો પાછળથી વિવિધ રોગોના ભોગ થઈ પડેલા, ક્ષીણ અને નિર્બલ થયેલા દૃષ્ટિગોચર થાય છે તેઓનો વિચાર કર તે ઉપરથી તને આ જગતની અનિત્યતા સિદ્ધ થયા વગર રહેશે નહી. હે ચેતન, પ્રચડ શક્તિવાના કાળનુ સ્વરૂપ વિચારજે, તે ભયકર કાળના ચક્રમાથી કોઇ પણ બચી શકતુ નથી તે કાળરૂપી દાવાનળની અદર જગતના સર્વ દૃશ્ય પદાર્થોનો હોમ થયા કરે છે તેની ભયકર જ્વાલાઓમા સર્વનો અવશ્ય લય થવાનો છે કાળરૂપી ક્રૂર રાક્ષસની

દાઢાઓની વચ્ચે આ વિશ્વ દબાઇને રહેલું છે કાળરૂપી અજગર સર્પને ગળવાનેજ છે હે આત્મન્! જો તારે તે કાળરૂપી સિંહના પંજામાંથી બચવું હોય તો તું અનિત્યભાવનારૂપી મહા શક્તિ ધારણ કરીનેજ આ સંસારમાં પ્રવૃત્તિ કરજે સ્વાર્થની અનેક રચનાઓને વિસ્તારનારા રાગ, દ્વેષ, આશા, નિરાશા, આદિ કલેશોથી દૂર રહેજે તારા શુદ્ધ જીવનને તે કલેશ પરંપરાની જાળમાં નાખી મલિન કરીશ નહિ અને તારા ભવ્ય હૃદયને આ અસાર સંસારના જે જે ભોગ્ય વિષયો અહં મમતના આલંબનરૂપ થાય છે, તેમની અનિત્યતા સમજાવજે

હે ચતુર ચેતન! જદિ તારા હૃદયમાં દિવ્ય સુખની અભિલાષા થતી હોય તો તે પણ અનિત્ય છે, અનુત્તર વિમાનવાસી દેવતાઓના સુખ પણ કાલે કરીને ક્ષય થઇ જાયછે તેમના દિવ્ય ભોગના વિલાસો અને દિવ્ય વૈભવો પણ ટકી શકતા નથી તો પછી ઇહ લોકના સુખો શી ગણત્રીમાં છે? તેથી પરમાર્થિક ઉચ્ચ ભૂમિકા ઉપર ચડવાની ઇચ્છા રાખનારા ભવ્યજનો જો પોતાના હૃદયાસન ઉપર અનિત્ય ભાવનાને સ્થાપિત કરે તો તેમને તત્વ સ્વરૂપની વિવેચના કરવાનો માર્ગ પ્રાપ્ત થાય છે અને તેઓ આ વિકટ સંસારમાંથી મુક્ત થઇ ખરેખર આત્મહિત સાધી શકે છે તે દિવ્ય ભાવનાના પ્રકાશથી મહાત્મા અર્ણિકાપુત્ર, કરકંડુ મુનિ, સનત્કુમાર ચક્રવર્તી, વગેરે અનેક મહાપુરૂષો આત્મહિત સાધી શક્યા છે જેના દૃષ્ટાંતો જૈન આગમના ચરિતાનુયોગમાં ચિરસ્થાયી રહ્યા છે, તેઓમાંથી એક અર્ણિકાપુત્રનું રસિક દૃષ્ટાંત આ સ્થળે આપવામાં આવે છે

## અર્ણિકાપુત્રનું દૃષ્ટાંત

ભારતવર્ષના ઉત્તર મથુરા દેશમાં દેવદત્ત નામે એક વણિક ગૃહસ્થ રહેતો હતો એક વખતે તેના હૃદયમાં અગણિત દ્રવ્ય મેળવવાની ઇચ્છા થઇ આવી, આથી તે દક્ષિણ મથુરામાં ગયો ત્યાં તેને જયસિંહ નામના એક વણિકપુત્રની સાથે મૈત્રી થઇ, જયસિંહ શુદ્ધ મિત્રધર્મનો જ્ઞાતા હતો, તેથી તેણે પોતાના મિત્ર દેવદત્તનું આતિથ્ય કરવાનો વિચાર કર્યો અને તેને પોતાને ઘેર જમવા બોલાવ્યો જયસિંહને અર્ણિકા નામે એક બ્હેન હતી તે સૌંદર્ય અને સદ્ગુણોથી સુશોભિત હતી ભોજનાલયમાં જમવાને બેઠેલા દેવદત્તને તે

અનુચિત છે, માટે તારા બંધુ જયસિંહને મારાથી કાંઇ પણ કહી શકાશે નહી "सज्जना प्रतिज्ञापालनपरा" એ નીતિસૂત્રનું ઉલ્લંઘન મારાથી શી રીતે થઇ શકે?

દેવદત્તના આ વચનો સાભળી સુજ્ઞ અંબિકાના હૃદય ઉપર અસર થઇ આવી, તરતજ તેણીએ પોતાના સ્વામીને આશ્વાસન આપી જયસિંહને સમજાવ્યો, ભગિનીના વાત્સલ્યને વશ થયેલા જયસિંહે દેવદત્તને પોતાના ઋણબંધનમાથી મુક્ત કર્યો તેથી અંતરમા આનંદ પામતો દેવદત્ત પોતાની પ્રિયતમા અંબિકાને સાથે લઇ ઉત્તર મથુરા તરફ રવાના થયો આ સમયે અંબિકા સગર્ભા હતી તેણીના ગર્ભરૂપ માનસ-સરોવરમા કોઇ ભવ્ય આત્મહંસ ઉતર્યો હતો પ્રભાવિક આત્માના અવતરણથી અંબિકા દિવ્યકાંતિવાળી દેખાતી હતી કર્મોની અદ્ભુત શક્તિ અઘટિત ઘટનાને ઘડનારી છે માનવી વારતાઓને અકસ્માત્ ફેરવનારી અને વિલક્ષણ બનાવોને બનાવનારી કર્મશક્તિના બળથી ગર્ભવતી અંબિકાએ માર્ગમાજ એક દિવ્ય કાંતિવાળા પુત્રને જન્મ આપ્યો અંબિકાનુ સુતિકાકર્મ ત્યાજ કરવામા આવ્યુ અમુક સમય વયા પછી દેવદત્ત પુત્રવતી અંબિકાને લઇ સ્વસ્થાનમા આવ્યો

શુકલ પક્ષના ચંદ્રની જેમ અંબિકાપુત્ર વૃદ્ધિ પામવા લાગ્યો, માતાપિતાએ તેનુ નામ સંધીરણ પાડયુ, તથાપિ લોકો તેને અંબિકાપુત્રના નામથી બોલાવતા હતા ભવિષ્યની ભવ્યતા અને ઉચ્ચ ભાવનાની સૂચના કરતો અંબિકાપુત્ર મનોહર યૌવન વયને પ્રાપ્ત થયો તેણે વિકારી વય પ્રાપ્ત કર્યું છતા તેનામા ઉચ્ચ ભાવનાઓ જાગવા લાગી જ્ઞાન અને અનુભવ વિશાળ દેખાવા લાગ્યા તેના ભવ્ય હૃદય ઉપર સવેગનો રંગ ચડવા લાગ્યો, અને આ વિશ્વની અનિત્યતા ભાસવા લાગી

એક વખતે જયસિંહ નામના કોઇ મહાત્મા આચાર્યની પાસે ધર્મોપદેશ સાભળી તે વિરક્ત થઇ ગયો, અને તરતજ તેમની પાસે ઉજ્વળ ચારિત્ર ગ્રહણ કરી પોતે અનગાર ધર્મનો શુદ્ધ પાલક બન્યો, વિનયગુણ અને બુદ્ધિના બળથી જૈન-આગમનો ઉચ્ચ અભ્યાસ કરી અંબિકાપુત્ર આચાર્યપદનો અધિકારી બની ગયો ભારતવર્ષની જૈન પ્રજામા આચાર્ય અંબિકાપુત્ર પોતાના ઉચ્ચ વર્તન અને દેશનાચાતુર્યથી ઘણી વિખ્યાતિ પામ્યા

તે મહાત્માએ અનેક દેશોમા પર્યટન કરી દેશનાવાણીનો મહાન્ ધ્વનિ પ્રગટાવ્યો તેમની ઉચ્ચ દેશનાની ગર્જનાઓએ ભારતને ગજાવી મુકયુ શ્રીવીતરાગપ્રભુના ધર્મનુ રહસ્ય સમજાવી ભારત પ્રજામા ભાવનાની ઊર્મિઓને ઉછાળી શ્રીજૈનધર્મનો વિજય-ધ્વજ ફરકાવ્યો

આચાર્ય અર્ણિકાપુત્ર એક સમયે શિષ્ય સહિત વિહાર કરતા પુષ્પભદ્ર નામના નગરમા આવી ચડયા આ નગરમા પુષ્પકેતુ રાજા રાજ્ય કરતો હતો, તેને પુષ્પાવતી નામે રાણી હતી, તેણીએ એક વખતે પુત્ર પુત્રીના યુગલને જન્મ આપ્યો પુત્રનુ નામ પુષ્પચૂલ અને પુત્રીનુ નામ પુષ્પચૂલા રાખ્યુ હતુ કોઇ પૂર્વ કર્મના યોગથી યૌવનવયને પ્રાપ્ત થયેલા તે સહોદરની વચ્ચે વિકારી પ્રેમ ઉત્પન્ન થયો રાજા પુષ્પકેતુએ કોઈ મોહને વશ થઇ તે બન્નેનો વિવાહસબધ જોડી આપ્યો આ નીતિવિરૂદ્ધ અને અઘટિત બનાવ થવાથી રાણી પુષ્પાવતી ખેદ પામી, અને તેણીના હૃદયમા રાજા ઉપર તિરસ્કાર આવી ગયો, તત્કાળ નિર્મળભાવથી તેણીએ રાજ્ય વૈભવનો ત્યાગ કરી કોઈ વિદુષી સાધ્વી પાસે દીક્ષા લીધી તીવ્ર તપસ્યા આચરતી પુષ્પાવતી સાધ્વી કાળધર્મ પામી, અને તપસ્યાના દિવ્ય પ્રભાવથી તે સ્વર્ગમા દેવતારૂપે ઉત્પન્ન થઇ અવધિજ્ઞાનથી પોતાના સતાનોની વચ્ચે અઘટિત કર્મ થયુ છે, તે જાણી તે દેવસ્વરૂપી પુષ્પાવતીએ પોતાની પૂર્વપુત્રી પુષ્પચૂલાને નરકનુ સ્વરૂપ પ્રત્યક્ષ બતાવ્યુ તે જોઇ પુષ્પચૂલા ભયભીત બની ગઇ, અને તેણીએ તે વાર્તા પુષ્પચૂલને કહી, પુષ્પચૂલે તેની શાતિના અનેક ઉપાયો કરાવ્યા છતા પણ પુષ્પચૂલા નિરતર નરકનુ સ્વરૂપ પોતાની દૃષ્ટિ આગળ દેખ્યા કરતી હતી, અને ભયથી કપાયમાન થતી હતી આથી પુષ્પચૂલ ગભરાઇ ગયો, અને તેણે અનેક જૈનાચાર્યોને તે નરકના સ્વરૂપ વિષે પ્રશ્નો કર્યા હતા તેના પ્રત્યુત્તરમા કોઇએ કહ્યુ કે નરકનુ સ્વરૂપ ગર્ભાવાસ જેવુ છે, અને કોઇએ કહ્યુ જે નરકનુ સ્વરૂપ દારિદ્રના જેવુ છે, પણ તેનુ યથાર્થ સ્વરૂપ કોઇએ કહ્યુ નહીં આ અરસામા અર્ણિકાપુત્ર આચાર્ય તે નગરમા આવ્યા હતા તે મહાનુભાવે નરકનુ સ્વરૂપ યથાર્થ કહ્યુ હતુ અને તે નરકની પ્રાપ્તિ શા કારણથી થાય છે તે પણ સમજાવ્યુ હતુ પુન પુષ્પચુલાની દેવતા થયેલી માતાએ તેણીને સ્વર્ગનુ સ્વરૂપ પ્રત્યક્ષ બતાવ્યુ હતુ આચાર્ય અર્ણિકાપુત્રે

તે વિષેના પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપતા પુષ્પચુલા પ્રતિબોધ પામી ગઇ, અને વૈરાગ્યના આવેશથી તેણીએ તેજ આચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરવા પતિની આજ્ઞા માગી

તે સમયે રાજા પુષ્પચૂલે દીક્ષા લેવાની આજ્ઞાને માટે આવેલી પુષ્પચૂલાને આ પ્રમાણે કહ્યુ, " ભદ્રે, તુ જે મારા ગામમા રહી વ્રત પાળે તો તને દીક્ષા લેવાની આજ્ઞા આપુ " પુષ્પચૂલાએ એ વાત અગીકાર કરી પછી તે આચાર્ય અર્ણિકાપુત્ર પાસે વ્રત લઈ શુદ્ધ આહાર ગ્રહણ કરી ચારિત્ર પાલન કરવા લાગી એક વખતે શાસ્ત્રના ઉપયોગથી આચાર્યશ્રીએ મોટો દુષ્કાળ પડશે, તેમ જાણી પોતાના શિષ્યસમુદાયને દેશાતર મોકલી પોતે વૃદ્ધત્વથી અશકત હોઈ પુષ્પભદ્ર નગરમા જઇ રહ્યા પુષ્પચુલા સાધ્વી ( જે રાણી વ્રત અગીકાર કરી ત્યાજ રહેલી છે તે ) ગુરૂને શુદ્ધ આહાર આણિ લાવી આપતા શુદ્ધ સેવાના પ્રભાવથી કેવલજ્ઞાન પામી, છતા પણ ગુરૂની સેવા તો કરતીજ રહી એક વખતે વરસાદ આવતા સાધ્વીશ્રીએ ગુરૂને આહાર લાવી આપ્યો, ત્યારે આચાર્યશ્રીએ પુછ્યુ " તમે વરસાદ છતા આહાર કેમ લાવ્યા ? " સાધ્વીશ્રીએ જણાવ્યુ, ' જે અચિત્ત પ્રદેશ હતો, તે સ્થળેથી હુ યત્નપૂર્વક આહાર લાવી છુ " તમે અચિત પ્રદેશ સાથી જાણો ? " ગુરૂશ્રીએ પુછ્યુ સાધ્વીશ્રીએ કહ્યુ કે 'આપની કૃપાથી" આચાર્યશ્રીએ પુછ્યુ "પ્રતિપાતિજ્ઞાન છે કે અપ્રતિપાતિ ? ' તેના ઉત્તરમા સાધ્વીશ્રીએ કહ્યુ કે, " અપ્રતિપાતિ, અર્થાત્ કેવલજ્ઞાન થયુ છે " તત્કાળ આચાય શ્રીએ ઉભા થઇ મિથ્યાદુષ્કૃત માગ્યુ " હા ! મે કેવલીની આશાતના કરી " આ પ્રમાણે કહેતા આત્મનિંદા કરવા લાગ્યા પછી આચાર્ય મહારાજે કેવલજ્ઞાની પુષ્પચુલા સાધ્વીને પુછ્યુ કે હુ સિદ્ધિપદ પામીશ કે નહીં ? " પ્રત્યુત્તરમા સાધ્વીએ જણાવ્યુ કે, ' ગગા નદી ઉતરતા આપને કેવલજ્ઞાન પ્રાપ્ત થશે "

એક વખતે આચાર્યશ્રી વિહાર કરતા કરતા ગગાનદીના તટ ઉપર આવી ચડ્યા ગગાને સામે તટે જવામાટે નૌકા શિવાય બીજુ સાધન ન હતુ તેથી આચાર્યશ્રી ગગા નદી ઉતરવા માટે બીજા ઘણા લોકો સાથે નૌકામા બેઠા ગગા નદીના અગાધ જલમા નાવિકે નૌકાને ચલાવી, પરતુ નૌકામા જે બાજુ આચાર્યશ્રી બેઠા

હતા તે તરફ નમવા લાગી ત્યારે તેઓશ્રી ઉઠીને બીજી બાજુ બેઠા ત્યારે તે નાકા તે તરફ નમવા લાગી એવી રીતે આચાર્યશ્રી જે જે બાજુ બેસે, તે તે તરફ નૌકા નમતી હતી આથી તેમા બેઠેલા લોકોને ભય થયો, પછી આચાર્યશ્રી નૌકાના મધ્ય ભાગે બેઠા. ત્યારે આખી નાકા ડુબવા લાગી આ ઉપદ્રવ કરનાર એક વ્યતરી હતી. તે આચાર્યશ્રીએ પૂર્વ ભવમા પોતાની સ્ત્રીનુ અપમાન કર્યુ હતુ. તેથી તે સ્ત્રી વ્યતરી થઈ હતી તે પૂર્વનુ વેર લેવાની ખાતર આ-વીને આવો પ્રાણઘાતક ઉપદ્રવ કરતી હતી વહાણમા બેઠેલા લોકોએ જાણ્યુ કે આ સાધુને લઈને આ નૌકા ડુબતી જણાય છે માટે આ સાધુનેજ ગગા નદીમા નાખો, આમ કહી તેઓએ આચાર્યશ્રીને ઉપાડીને ગગા નદીમા નાખી દીધા, તે વખતે પેલી વ્યતરીએ જ-ળમા શૂળી ઉભી કરીને તેમા આચાર્યશ્રીના શરીરને પરોવી દીધુ આ વખતે આચાર્યશ્રીના શરીરને લેશ માત્ર પણ ક્લેશ થયો નહી પણ અત્યત શાતિ રહી અને તત્કાળ તેઓના હૃદય ઉપર અનિત્ય ભા-વના આરૂઢ થઈ આવી તેથી તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યા,-"અરે આવા શરીરના રૂધિરવડે અપ્કાયના જીવો મરણ પામે છે, અહા ! આ શરીર અનિત્ય છે, તેથી તે ઉપર મોહ કરવો નિરર્થક છે ભવોભવ જન્મ તથા જરાના દુ ખને ઉત્પન્ન કરનાર મમત્વભાવ છે, માટે અ-નિત્ય પદાર્થો ઉપર મમત્વભાવ ન જોઇએ " ઇત્યાદિ અનિત્ય ભાવ-નાના વિચાર ઉપર ચડતા તે મહાત્માના સર્વ કર્મો ક્ષય પામી ગયા અને તત્કાલ કેવલજ્ઞાન ઉત્પન્ન થઈ આવ્યુ પછી આયુષ્ય પૂર્ણ થવાથી અતકૃત્ કેવળી થઈ તેઓ મોક્ષે ગયા ત્યા દેવોએ આવી તેમનો કેવલમહોત્સવ કર્યો હતો તે મહાત્મા અર્ણિકાપુત્રની અનિત્યભાવ-નાને ઉદ્દેશી શાસ્ત્રકાર નીચેનુ પદ્ય ઉચ્ચારે છે—

**इत्यनित्य जगद्वृत्त, स्थिरचित्त प्रतिक्षणम् ।**
**तृष्णाकृष्णाहिमत्राय, निर्ममत्वाय चिन्तयेत् ॥ १ ॥**

આ પ્રમાણે સ્થિરચિત્તવાલા પુરૂષે પ્રતિક્ષણે આ જગતની અનિત્ય સ્થિતિનો સ્થિરચિત્તે વિચાર કરી તૃષ્ણારૂપી કૃષ્ણ સર્પને ઉતારવામા મત્રરૂપ એવા નિર્મમત્વને માટે ચિંતવવુ જોઇએ ૧

આચાર્યશ્રી અર્ણિકાપુત્રના જીવનમાથી અનિત્ય ભાવનાને વિશેષ પુષ્ટિ મળે છે તે મહાત્માનુ જીવન ભારતીય પ્રજાને ઉ

રૂપ થયુ છે તે સિવાય બીજા પણ જૈન મહાત્માઓએ તે અનિત્ય ભાવનાનો આશ્રય કરી ભારતવર્ષના ભવ્ય આત્માઓને એવો પ્રતિબોધ આપ્યો છે કે, જે પ્રતિબોધના શબ્દો પ્રત્યેક ધાર્મિક મનુષ્યે પોતાના હૃદય ઉપર ધારણ કરવા યોગ્ય છે તે મહાત્માઓએ ઉચ્ચ સ્વરે જણાવ્યુ છે કે 'અનિત્ય ભાવના એ આ સસારના પરિતાપથી તપેલા પ્રાણીઓના હૃદયને શાંતિ આપનારી મધુર છાયા છે આ મહાન્ ભયકર ઇંદ્રિયરૂપી સર્પથી આત્માની રક્ષા કરવી હોય તો અનિત્ય ભાવનાનો આશ્રય લેવો જોઇએ આ વિશ્વની સપાટી પરના વિવિધ રંગોના સરોવરમા સ્નાન કરનારા પ્રાણીઓ મોહના વિવિધ રંગોથી રગાય છે કર્મના ગહન ભેદોનો ભરમ ઉકેલી શકાતો નથી કર્મોએ રચેલી આ વિશ્વની રંગભૂમિ ઉપર વિચિત્ર ભાગ ભજવતા પ્રાણીઓને આખરે અનિત્યતાને શરણે જવુ પડે છે આશાના તરંગી ઘોડાઓ ક્ષણવારમા ઉડી ચાલ્યા જાય છે આખરે શૂન્યજ રહે છે હે ભવ્ય આત્માઓ! તમારા હૃદયમા અનિત્યતાના વિચારો સ્થાપિત કરજો તમે આ સસારના મીઠા અને કડવા અનુભવોનો સ્વાદ ચાખો છો, અને તેના અનેક સારા અને નઠારા ચિત્રો જુવો છો, છતા તમારા હૃદયમા સવેગના તરગો ઉછળતા નથી એ આશ્ચર્યની વાત છે" અર્હિકાપુત્રના આ શબ્દો સર્વ ભવ્ય આત્માઓએ સર્વદા મનન કરવા જોઇએ અને નીચેનુ પદ્ય સદા સ્મરણમા રાખવુ જોઇએ

नाक्राम्यन्ति कषायास्त, ससारस्त न बाधते ।
अनित्यभावनाकल्प–लता येन समाश्रिता ॥ १ ॥

જેણે અનિત્ય ભાવનારૂપી કલ્પલતાનો આશ્રય કર્યો છે, તેને કષાયો દબાવી શકતા નથી, અને આ સસાર તેને બાધા કરી શકતો નથી ૧

श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलङ्कृता-
स्तच्छिष्या विजयप्रपूर्वकमला सूरीश्वरा राजिता ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेपात्र सभाविता ।
स्वस्याते शुभभावना भविजनस्वातप्रमोदप्रदा ॥ १ ॥

## ૨ અશરણ ભાવના




સંસારમા શરણ કરવા યોગ્ય શુ છે? અશરણ આત્માને કોનુ શરણ લેવુ જોઇએ? અને શરણ અથવા સહાયના સાધનો ક્યાથી મેળવી શકાય છે? ઇત્યાદિ ભાવનાઓથી આ ભાવના ભરપૂર છે આ સંસારમા મુસાફરી કરનારાઓને ક્ષણે ક્ષણે અંતરાયો આવ્યા કરે છે, તે અંતરાયોમાથી બચવાના માટે કોઇ પણ ઉપાય શોધવો જોઇએ તે ઉપાય સર્વ રીતે અબાધ્ય અને ઉચ્ચ કોટીનો હોવો જોઇએ જગતમા તેવો ઉપાય ક્યો છે? તેને માટે શાસ્ત્રકાર આ પ્રમાણે લખે છે —

> को नु स स्यादुपायोऽत्र, येनाहं दुःखसागरात् ।
> संसाराच्च विनिर्गत्य, निर्भयानन्दमाश्रये ॥ १ ॥

"આ જગતમા એવો કોઇ ઉપાય છે કે જે ઉપાય વડે હુ આ દુખના સમુદ્રરૂપ એવા સંસારમાથી નીકલી નિર્ભય એવા આનંદનો આશ્રય લઉં?"

આ પદ્ય ઉપરથી સિદ્ધ થાય છે કે, આ સંસારમા ધર્મનુ શરણુજ આનંદદાયક છે, પ્રત્યેક પ્રાણીના શિર ઉપર ભયંકર અને વિકરાલ એવા કાલનુ ચક્ર ફર્યા કરે છે તે કાલનુ વિકટ સ્વરૂપ શાસ્ત્રકારોએ પ્રત્યેક સ્થળે ઉદ્ઘોષણાથી દર્શાવેલુ છે, તે કાળની ઇચ્છામાત્રથી શુ બને છે? તે વિષે કહ્યુ છે કે,—

> जगत्त्रयजयी वीर, एक एवान्तकः क्षणे ।
> इच्छामात्रेण यस्यैते, पतन्ति त्रिदशेश्वरा ॥ १ ॥

ત્રણ જગતને જીતનારો એક અદ્વિતીય સુભટ કાલ છે. જેની માત્ર ઇચ્છાથી દેવતાઓના સ્વામી ઇંદ્રો પણ ક્ષણમાત્રમા સ્વર્ગમાથી પડે છે, તો પછી બીજાની શી ગતિ?

જેમના હૃદયમા અશરણ ભાવનાનુ સ્વરૂપ ઓલખાયુ નથી, તેઓ ખરેખરા મૂર્ખ છે, તેમની મનોવૃત્તિ ઉપર પોતાના

આત્માનુ ભાન આવતુ નથી અને પરિણામે આત્માની શી સ્થિતિ છે તે સમજાતુ નથી બીજાની દુસ્થિતિ જોઇ તેઓ શોક કરવા મડી જાય છે, પણ પોતાના આત્માનો વિચાર કરતા નથી, તેને માટે કહ્યુ છે કે,—

शोचन्ति स्वजन मूर्खा , स्वकर्मफलभोगिनम् ।
नात्मान बुद्धिविध्वस, यमदंष्ट्रान्तरस्थितम् ॥ २ ॥

પોતાના સ્વજન સગા વહાલાઓને તેમ ી મરણઆદિ આ પત્તિઓ જોઇ મૂર્ખ માણસો શોક કરે છે, પરતુ જેની બુદ્ધિનો નાશ થયો છે, એવો પોતે યમરાજની દાઢમા રહેલો છે, તેનો શોક કરતો નથી, એ કેટલુ શોચનીય !

આ ઉપરથી ભવ્ય-આત્માએ સમજવુ જોઇએ કે, આ જગતમા ધર્મ શિવાય કોઇ શરણદાયક છેજ નહિ વિકરાળ કાળની આગળ કોઇ ટકવાનુ જ નથી તેને માટે કહ્યુ છે કે—

इन्द्रोपेन्द्रादयोऽप्येते, यन्मृत्योर्यान्ति गोचरम् ।
अहो तदन्तकस्यान्ते, क शरण्य शरीरिणाम् ॥ १ ॥

ઈંદ્ર, ઉપેંદ્ર વગેરે મહાન્ પુરૂષો પણ જે મૃત્યુને વશ થાય છે તો તેના મૃત્યુની આગળ પ્રાણીઓને શરણ આપનાર કોણ છે ? અર્થાત્ ઇંદ્રાદિક જેના સમર્થ પુરૂષોને પણ કોઇ સબધી શરણ આપી શકતુ નથી તો પછી ક્ષુલ્લક પ્રાણીને કોણ શરણ આપી શકે તેમ છે ?

હે ચેતન ! આ ઉપરથી તારે વિચારવાનુ છે કે, તે ભયકર કાળની આગળ તારૂ સામર્થ્ય ચાલવાનુ જ નથી, તેથી તારે ધર્મનુ શરણ લેવુ ઉચિત છે આ સસારમા જેને તુ તારા ખરા સબધીઓ જાણે છે, તેઓ પણ આખરે કાળ આવતા નિર્બલ થઈ ઉભા રહે વાના છે તારૂ રક્ષણ કરવાને કોઇ આવવાનુ નથી તેને માટે એક મહાત્મા નીચેના બે પદો ઉચ્ચારે છે તે તુ તારા હૃદયમા સદા સ્થાપિત કરી રાખજે

पितुर्मातु· स्वसुर्भ्रातु—स्तनयानां च पश्यताम् ।
अत्राणो नीयते जन्तु , कर्मभिर्यमसद्मनि ॥ १ ॥

પિતા, માતા, બ્હેન, ભાઈ અને પુત્ર વગેરે સબધીઓ જોતા છતા તે શરણ વગરના પ્રાણીને તેના કર્મો યમરાજના ઘરમા લઇ જાય છે અર્થાત્ માતા પિતા પ્રમુખ ટગર ટગર જોઇ રહે છે, પણ તેઓ તે પ્રાણીને છોડાવી શકતા નથી

शोचन्ति स्वजनानन्त, नीयमानान् स्वकर्मभि ।
नेष्यमाण तु शोचति, नात्मानं मूढबुद्धय' ॥ २ ॥

મૂઢ મનુષ્યો પોતાના સબધી જનોને સ્વકર્મવડે મરણ પામતા દેખી શોક કરે છે, પરતુ પોતાને પણ તે કર્મો મૃત્યુ તરફ ખેંચી જાશે, તેનો વિચાર પણ કરતા નથી

હે ચેતન, આ બને શ્લોકોનો ભાવાર્થ તારા હૃદય ઉપર આરૂઢ કરી અશરણ ભાવનાનો આશ્રય કરજે અનત કાળચક્રના પ્રચડ વેગ આગળ કોઇનુ સામર્થ્ય ચાલવાનુ નથી તે સમયે કોઈ પણ શરણ આપવા આગળ પડી શકશે નહિં સસારના ભયકર પ્રસગોમા પ્રાણીને શરણ કોનાથી છે ? તેનો વિચાર કરીશ તો તારા આન્તિક હૃદયમા અશરણ ભાવનાનુ સ્વરૂપ પ્રગટ થઇ આવશે એ ઉચ્ચ ભાવનાનુ સ્વરૂપ હૃદયમા પ્રગટ કરવા માટે પ્રથમ સસારનુ ભયકર સ્વરૂપ તારે સમજવુ જોઇએ, જેને માટે નીચેનુ પદ્ય સદા મનન કરીને વાચ્યા કરજે

ससारे दु खदावाग्नि—ज्वलज्ज्वालाकरालिते ।
वने मृगार्भकस्येव, शरण नास्ति देहिनाम् ॥ १ ॥

જેમ દાવાનળની બળતી જ્વાલાઓથી ભયકર એવા વનમા મૃગના બાળકને કોઇ શરણ આપી શકતુ નથી, તેમ દુ:ખરૂપ દાવાનળની બળતી જ્વાલાઓથી ભયકર એવા સસારરૂપી વનમા પ્રાણીઓને કોઈ શરણ આપનાર નથી

હે ચેતન, આ ઉપરની તને ખાત્રી થશે કે, આ સંસારમાં પ્રાણીઓ મૃત્યુના વિકાળ મુખમાં ગ્રાસ થઈ પડે છે, ત્યારે તેને કોઈ શરણ આપનાર નથી જૈનાચાર્યોએ પ્રગટ કરેલા ચરિતાનુયોગમાં આપેલા ચરિત્રોનું તું અવલોકન કરીશ તો તને જણાશે કે જેઓ છ ખંડને જીતી આત્મોત્કર્ષથી ગર્જારવ કરી રહ્યા છે, જેઓ પોતાની ભુજાના બળથી સંપાદન કરેલા મહાન્ સુખો મેળવી આનંદ સાગરમાં ડુબી રહ્યા છે, જેઓ ત્રણ ભુવનમાં નિષ્કંટકનું બિરુદ ધરાવી રહ્યા છે, તેવા ઇંદ્રો, ચક્રવર્તીઓ, વાસુદેવો, પ્રતિવાસુદેવો, આદિ પણ જ્યારે યમરાજની દાઢાઓમાં દળાતા પીલાતા અશરણ હોઈ શરણ મેળવવાને માટે દીનમુખે દશે દિશાઓપ્રતિ દૃષ્ટિ કરતા વલખાં મારી રહ્યા છે તો પછી હે ચેતન, તેઓની પાસે તું શી ગણતરીમાં છે? જે સ્વજનો અત્યંત પ્રેમથી સદા હિત કરવાને તત્પર રહે છે, અને પ્રેમના આવેશથી અતિ મોહ ધારણ કરે છે, તેઓ પણ મરણ દશામાં આવી પડેલા પોતાના પ્રાણપ્રિય મનુષ્યનું રક્ષણ કરી શકતા નથી, તેઓના દેખતાજ ભયંકર યમરાજ મોટા મગરની જેમ તેમને પકડી ગળી જાય છે અરે ચેતન તું નિશ્ચે સમજજે કે પોતાનું પ્રિય જીવિત ટકાવી રાખવા માટે જ્હાયતો વજ્રના ઘરમાં પ્રવેશ કરો ગમે તેવા ચમત્કારી વિદ્યા-મંત્ર, તથા ઔષધીઓની સેવા કરો, દેવતાઓને વશ કરો, મહાન્ પુષ્ટિકારક રસાયણો સેવો, પ્રાણાયામ કરી પ્રાણના સુને રોકો, સમુદ્રને સામે તીરે જઈ બેસો જ્યાં કોઈ પણ પ્રવેશ કરવા સમર્થ ન થાય તેવે સ્થાને વસો અને ગમે તો પર્વતના શિખર ઉપર કે પાતાળમાં જઈ રહો, તો પણ જરારૂપી રાક્ષસી શરીરને જર્જરીભૂત કર્યા વગર રહેશે નહીં અને વિકરાળ કાળ ઝડપીને પકડયા વગર રહેશે નહીં અરે આત્મન્ તું ગમે તે કરીશ તો પણ તારા કર્મો તારે ભોગવવાજ પડશે તેથી તારે તારા હૃદય ઉપર અશરણ ભાવના આરૂઢ કરવી અને મમતા તથા સ્વજનો ત્યાગ કરી પરમ આનંદના ઉર્મિઓને ઉછાળનારા શાંત સુધારસનું પાન કરવું તે અશરણ ભાવનાને માટે મહાત્મા અનાથી મુનિનું દૃષ્ટાંત મનન કરવા યોગ્ય છે

## મહાત્મા અનાથી મુનિનુ દૃષ્ટાંત.

રાજગૃહી નગરીમા ધર્મવિભૂષિત શ્રેણિક રાજા રાજ્ય કરતા હતા, તે મહાન્ પ્રતાપશાળી રાજા એક વખતે ઉદ્યાનમા ક્રીડા કરવાને નીકળ્યા વિવિધ પ્રકારની ક્રીડા કરતા તેઓ ઉદ્યાનમા ચારે તરફ ફરતા હતા તેવામા એક સમાધિમા તત્પર એવા મુનિ તેમના જોવામા આવ્યા, તે મહાત્માના શરીર ઉપર યુવાવસ્થા ખીલી રહી હતી, તેથી તેમનુ શરીર અત્યંત સુકોમળ અને મનોહર રૂપથી સુશોભિત દેખાતુ હતુ તે મહાત્માને જોઇ શ્રેણિક આશ્ચર્ય પામી ગયો તેમના ચમત્કારી રૂપ, લાવણ્ય, સૌમ્યતા, ક્ષમા અને ભોગમા અસગતા—આદિ ગુણોનુ વર્ણન કરી તેણે તે ધ્યાનારૂઢ મુનિને પ્રણામ કર્યા અને તેથી તે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો જ્યારે તે મહાત્મા સમાધિમાથી મુક્ત થયા, ત્યારે શ્રેણિકે વિનયપૂર્વક પુછ્યુ, હે પરમ પૂજ્ય! આવી મનોહર યુવાવસ્થામા તમે આવુ દુષ્કર વ્રત કેમ ગ્રહણ કર્યું છે? કૃપા કરી તેનુ કારણ કહો ' મહાત્માએ કહ્યુ, “ રાજેન્દ્ર હુ અનાથ છુ મ્હારો કોઈ નાથ (સ્વામી) નથી, કોઈ મારી ઉપર અનુકંપા કરનાર ન હોવાથી મે યુવાવસ્થામાજ વ્રત ગ્રહણ કર્યું છે ”

તે મહાત્માના આ વચનો સાભળી શ્રેણિક રાજા વિસ્મિત થઇને બોલ્યો “ ભગવન્, આ તમારૂ સ્વરૂપ વગેરે જોતા તમે અનાથ છો એ વાત યુક્ત જણાતી નથી તો પણ જો તમે અનાથ હો તો હુ તમારો નાથ થવાને તૈયાર છુ, તમે મારે ત્યા રહો, અને આનદ પૂર્વક મનમાન્યા ભોગવિલાસ ભોગવો, અને મારા રાજ્યનુ પ્રતિપાલન કરો આ મનુષ્યજન્મ પુન પુન મલવો મુશ્કેલ છે આવી સૌન્દર્યવાળી યુવાવસ્થા ભોગવિલાસ ભોગવ્યા વિના નિષ્ફલ જવા દેવી તે યોગ્ય નથી” રાજા શ્રેણિકના આવા વચનો સાભળી મુનિએ ઉત્તર આપ્યો “ હે રાજન્, તમે પોતેજ અનાથ છો તો પછી મારા નાથ શીરીતે થઇ શકશો ? ” પૂર્વે કદી પણ નહિ સાભળેલુ આવુ તે મુનિનુ વચન સાભળી રાજા આશ્ચર્ય પામીને બોલ્યો, “ મુનીશ્વર ! આપ આ શુ બોલો છો ? આપને આ પ્રમાણે કહેવુ યોગ્ય નથી, હુ કોણ છુ તે આપે વિચારવુ જોઇએ હુ એક મગધદેશનો મહાન રાજા છુ અનેક હસ્તિઓ, અશ્વો, રથો અને પદાતિઓનો હુ પ્રતિપાલક છુ અને અનેક સુદર સ્ત્રીઓનો પોષક સ્વામી છુ, તે

તે સર્વેનો નાથ છુ છતા તમે મને અનાથ કેમ કહો છો? " મહા ત્માએ કહ્યુ, " હે રાજન્, તમે અનાથ અને સનાથનો મર્મ જાણતા નથી માટે તેના સબધમા હુ તમને મારા પોતાના દૃષ્ટાંતથી સમ જાવુ તે સાભળો "

## મહાત્મા અનાથી મુનિનુ આત્મવૃત્તાત

કૌશાબી નગરના મહારાજા મહીપાળનો હુ પુત્ર છુ એક વખતે મને મારી બાલ્યાવસ્થામા નેત્રોની પીડા થઈ આવી તેની અત્યત વેદનાથી મારા શરીરમા દાહજ્વર ઉત્પન્ન થયો મારી તે વ્યથા દૂર કરવામાટે અનેક મત્ર તત્ર જડી-બુટી અને અમૂલ્ય ઔષધોના પ્રયોગો જાણનારા વૈદ્યોએ અનેક ઉપચારો કર્યા, પરતુ તેઓ મારી વ્યથા દૂર કરી શક્યા નહી તેઓમાથી કોઈ મારા નાથ-નાથ થયા નહીં તેથી હુ અનાથ છુ વળી તે સમયે મારા માતા, પિતા, ભ્રાતા બ્હેન અને સ્ત્રી વગેરે સર્વ સબધીઓ મારી પાસ બેસીને રૂદન કરવા લાગ્યા, અને ભોજનનો પણ ત્યાગ કરીને મારી સમક્ષ નિરતર બેસી રહેતા હતા પરતુ તેઓ પણ મારી પીડાનો નાશ કરી શક્યા નહીં અને મારા રક્ષક થયા નહીં, તેથી હુ સર્વ રીતે અનાથ થયો આ પ્રમાણે મારી અનાથતા સિદ્ધ થ યેલી જોઈ ત્યારે મે આ પ્રમાણે વિચાર કર્યો,-" અહો આ અનાદિ સસારમા મે આ કરતા પણ અધિક વેદનાઓ અનેક વખત સહન કરી હશે, પણ હુ આજે આટલી વેદના પણ સહન કરી શકતો નથી, તો હવે આગામી કાળે આ અનાદિ સસારમા આવી વેદના કેમ સહન કરી શકીશ? તો હવે જો હુ ક્ષણવાર પણ આ વેદનાથી મુક્ત થાઉ તો તરતજ દીક્ષા ગ્રહણ કરી લઉં, કે જેથી આગામી કાળે આવી દુખકારી વેદના સહન કરવી પડે નહીં હે રાજન્! આ પ્રમાણે વિચાર કરતા હુ સૂઈ ગયો, અને તત્કાળ તે મારી વેદના શાત થઈ ગઈ પછી મને વિચાર થયો કે આ આત્માજ અવિચળ સુખનો કરનાર છે અને તેજ આત્મા ખરો નાથ છે, તે સિવાય કોઈ બીજો નાથ નથી, તેથી હુ તેનાથીજ સનાથ થાઉં આવુ વિચારી પ્રાતઃકાળે મે મારા સ્વજનોને સમજાવી તેમની રજા લઈને ચારિત્ર અગીકાર કર્યુ છે તે આ ચારિત્રના પ્રભાવથી હુ મારો તથા બીજા નો નાથ થયો છુ, યોગક્ષેમ કરનાર માત્ર

આ પ્રમાણે તે અનાથી મુનિના વાક્યો સાંભળીને શ્રેણિકરાજ ખુશી થયો, અને તેણે અંજલિ જોડી આ પ્રમાણે કહ્યું "હે મુનિરાજ તમે જે સનાથ અને અનાથપણાનું રહસ્ય સમજાવ્યું તે ખરેખર સત્ય છે તેમા જરા પણ અસત્ય નથી હે મહાત્મન્! તમે ઉત્તમ મનુષ્ય જન્મ પામ્યા તે સફળ છે, આ જગતમા જીવનનો લાભ તમેજ પામ્યા છો વળી તમે શ્રીજિનેશ્વરના પવિત્રધર્મના આશ્રિત છો, તેથીજ તમે સનાથ છો, તમેજ ખરા બંધુથી યુક્ત છો તમો સત્ય ચારિત્ર લઈને આ જગતના સ્થાવર તથા જંગમ પ્રાણીઓના નાથ થયા છો હું આપને મારો અપરાધ દૂર કરવા ખમાવું છું. તમારા ધ્યાનમા અંતરાય કરનારા પ્રશ્ન પુછી મે દૂષણ કર્યું છે, તેમજ સાંસારિક ભોગ ભોગવવા માટે મે જે અઘટિત નિમંત્રણ કર્યું છે, તે સર્વ મારા અપરાધો ક્ષમા કરો "

આ પ્રમાણે કહી તે મહાત્માની ભક્તિપૂર્વક સ્તુતિ કરી મહારાજા શ્રેણિક ધર્મના વિશેષ અનુરક્ત થઈ મન પરિવાર સહિત પોતાની નગરીમા આવ્યો હતો

તે મહાત્મા અનાથી મુનિ ગુણોના સમુદ્રવો સમૃદ્ધ થઈ પક્ષીની જેમ અપ્રતિબંધપણે વિહાર કરી, ત્રણ ગુપ્તિથી ગુપ્ત થઇ, ઉગ્ર એવા ત્રણ દંડોથી વિરામ પામી અને મોહાદિકનો નાશ કરી સંવેગના દિવ્ય પ્રભાવથી અનુક્રમે અક્ષય સુખવાળા મોક્ષપદને પામ્યા હતા

આ મહાત્મા અનાથી મુનિના દૃષ્ટાંત ઉપર અશરણ ભાવનાને સારે પુષ્ટિ મલે છે અનાથ-અશરણ પ્રાણીને સનાથ થવાનું સાધન ધર્મજ છે તેથી હે ભવ્યો, તમે ચેતી જજો મરણાન્ત-આપત્તિઓમા કોઈ પણ શરણ આપી શકતુ નથી આયુર્વેદના અષ્ટાંગને જાણનારા મહાન્ નાડીવૈદ્યો, મંત્ર-મણિના પ્રયોગો કરનારા માંત્રિકો દ્વારા અનેક ઉપાયો કરવામા આવે તો પણ મૃત્યુના ભયંકર પ્રસંગ કોઇ પણ રક્ષણ કરી શકતુ નથી આ બધુ જગત્ નાયક વગરના રાજ્યની પેઠે ધર્મવગર શરણ રહિત છે નાનામા નાના કીડાથી તે ઇંદ્ર પર્યંત સર્વ વિશ્વ કર્મોને આધીન થઈ જન્મમરણને પામ્યા કરે છે, સગર જેવા સમર્થ ચક્રવર્તીનુ ચરિત્ર જુઓ તેના સાઠ હજાર પુત્રોને જ્વલનપ્રભ નામના દેવતાએ તૃણની માફક ભસ્મ કરી

તેમનો સમર્થ પિતા કે જેની સેનામા પચીશ હજાર યક્ષો હાજર રહેતા, તે પણ તેમનો બચાવ કરવાને સમર્થ થઇ શક્યા નહીં જેમને ઇંદ્રિ પણ પોતાના અર્ધાસને બેસાડતા હતા એવા શ્રેણિક પ્રમુખ મહારાજાઓ પણ અનાથવત્ બની કર્મોને તાબે થઇ નરકાદિકના દુ:ખોને પામ્યા છે જેઓએ શસ્ત્ર-અસ્ત્રોથી આ જગતને જીત્યુ હતુ, તેવા વીર પુરૂષો આજે કયા ગયા? તેમનો પત્તો પણ નથી

આ ઉપરથી સિદ્ધ થાય છે કે, આ સસારમા ખરૂ શરણ નિર્ભય આનદ આપનાર ધર્મજ છે ધર્મની દિવ્ય સત્તા નીચે આવેલો આત્મા સનાથ, નિરાબાધ અને સુખે રહી શકે છે ધર્મની શીતલ છાયા સસારી મુસાફરોને શાંતિ આપે છે અને તેના હૃદયમા આગળ વધવાનો ઉત્સાહ પ્રેરે છે આ વિશ્વની સપાટી ઉપર વિચરતા પ્રાણીઓને જો ધર્મનુ શરણ હોય તો તેઓ સર્વ રીતે નિર્ભય છે

જૈન મહાત્માઓ ઉદ્ઘોષણા કરે છે કે, "હે ચેતન! તુ આ વિશ્વનાટકની રગભૂમિ ઉપર આવ્યો છે, તારે અનેક વેષ ભજવવાના છે અને તેમા અનેક જાતની આપત્તિઓ આવવાની છે, તો તુ કોઈનુ શરણ લેવાની ઇચ્છા રાખજે તુ કેવળ અનાથરૂપ છે, તે સનાથ થવાની પ્રવૃત્તિ કરજે પણ એવુ શરણ શોધજે, અને એવા નાથનો આશ્રય કરજે કે જેથી તને સાસારિક આપત્તિઓ નડે નહીં એવુ મહાન્ શરણ કોણ છે? અને એવો ઉત્તમ આશ્રયદાતા કયો નાથ છે? તેનો તુ વિચાર કરજે, એટલે તને ખાત્રી થશે કે તેવો શરણદાતા અને નાથ તો એક ધર્મજ છે, જ્યા ધર્મસિંહની ગર્જના થાય છે ત્યા વિપત્તિરૂપ મૃગલીઓ સત્વર નાસી જાય છે અનત-સુખ અને અનિર્વચનીય આનદને આપનારા ધર્મનુ શરણ લેવાથી મનુષ્ય આધ્યાત્મિક સુખની યોગ્યતાવાળો થઇ શકે છે સુખેચ્છાથી, ભયથી અને લોભથી જીવિતને માટે પણ ધર્મનુ શરણ છોડવુ ન જો એ આ બને લોકમા ધ[illegible] કોઈ ખરો રક્ષક નથી ધર્મ સિવાયનુ શરણ કો[illegible] પણ [illegible] જે રક્ષક ઉપર કોઇ પણ બીજો ભક્ષક [illegible] [illegible] સર્વનો ભક્ષક છે, ફક્ત [illegible] [illegible]કર ફાસી પડતી નથી, [illegible] [illegible] કે મનુ-ષ્ય સૌ કાળ [illegible] સ્વામી,

દિવ્ય લોકમા વસનારા ક્ષુધા તૃષાદિ ઉપદ્રવથી રહિત, અતુલ અને અદ્ભુત વીર્યવાળા અને અસખ્યાતા દેવતાઓથી સેવાતા ઇદ્રાદિક દેવતાઓ પણ કાળચક્રને વશ થાય છે તો પછી બીજાની શી વાત કરવી? તે ભયકર કાળચક્રથી બચાવનાર એવો શરણ કરવાલાયક અને ખરો આશ્રયદાતા ધર્મજ છે તે કયો ધર્મ? એવી શકા થાય તો તારે સમજવુ કે, શ્રી સર્વજ્ઞ જિનેશ્વર દેવે નિસ્પૃહતાથી પ્રતિબોધેલો જે ધર્મ છે, તેજ ધર્મ સમજવો એ ધર્મનુ શરણ કરવાથી તારી પાસે મોહ, શકા, ભય અને બીજા દુર્ગુણો આવી શકશે નહી તારા હૃદયમા કર્ત્તવ્યની ખરી ભાવના પ્રગટ થઈ આવશે તને આ મસારની રચના જુદીજ લાગશે, પ્રેમના સ્વાર્પણનો પૂર્ણ પ્રકાશ દેખાશે, અને તારા આત્મામા અતુલ વીર્યની સ્ફુરણા થઈ આવશે

પ્રિય ચેતન! ધર્મના મહાન્ શરણનો ઇતિહાસ તપાસી જો, તે ઉપરથી તને ધર્મના પ્રભાવની પૂરેપૂરી પ્રતીતિ આવશે જેઓએ ધર્મનુ શરણ લીધુ છે અને ધર્મનેજ પોતાનો ખરો ધણી માન્યો છે, તેવા વીરનરોએ ઉચ્ચ ભાવનાના ધ્વનિથી આ વિશ્વને ગજાવી મુકયુ છે, જગતને કર્ત્તવ્ય અને સ્વાર્પણરૂપ જીવનના બે માર્ગો દર્શાવી આપ્યા છે અને પોતે આત્મસુખનો આનદ ભોગવી બીજાને ભોગવવામાટે પ્રયાસ કરેલો છે જયા ધર્મનુ શરણ ત્યા પરમ પ્રેમનો અવધિ આવી રહે છે ત્યા પ્રતારણા, કલેશ વિગ્રહ અને રાગદ્વેષ-જન્ય સ્વાર્થપરાયણતા જરા પણ ટકી શકતા નથી ત્યા નિર્ભયતાનો જન્મ જામે છે જીવિત સર્વોપયોગી, સર્વમય રસમય અને આત્મમય થઈ રહે છે અને ત્યા સમતાનો યોગ સિદ્ધ થઇ જાય છે. તેથી હે ચેતન! તારે સર્વથા ધર્મનુજ શરણ લેવુ

હે પ્રિયાત્મન્! તુ નિશ્ચયથી માનજે કે આ જગતમા ધર્મ-સિવાય બીજો કોઇ શરણ્ય નથી સર્વના શિર ઉપર મૃત્યુનુ અનિવાર્ય ચક્ર ફરી રહ્યુ છે, તે મહાન્ ચક્રની આગળ ઔષધ, મત્ર તત્ર કે ક્રિયાની શક્તિ ચાલતી નથી કાળરૂપી ભયકર રાક્ષસ સર્વની સમક્ષ તૈયાર થઇને ઉભેલો છે જ્યારે કોઇ મનુષ્ય બીજાના ... ગોઠ કરે છે, ત્યારે તે રાક્ષસ ... કહે છે કે "...

તુ જેનો ગોક કરે છે, તેવી રીતે તારો શોક પણ બીજાઓ કરશે ” ભગવાન્ તીર્થંકરો, ચક્રવર્તીઓ, અને બીજા શલાકાપુરૂષો પણ કાળધર્મનુ ઉલ્લઘન કરી શક્યા નથી, તો પછી બીજાની શી વાત? તેના ભયકર મૃત્યુથી ન્હાસીને ક્યા જઈ શકાય? મૃત્યુથી ભય પામેલા આત્માઓને શરણ આપનાને કોઈ પણ સમર્થ નથી એક વિદ્વાન લખે છે કે—

मृत्योर्बिभेषि कि वीर, भीत मुञ्चति नो यम ।
अजात नैव गृह्णाति, कुरु यत्नमजन્મનિ ॥ १ ॥

‘ હે વીર! તુ મૃત્યુથી શામાટે બ્હીએ છે? બ્હીનેવા માણસને મૃત્યુ-કાળ કાઈ છોડી દેતો નથી પણ જે જન્મેલો ન હોય તેને મૃત્યુ છોડી દે છે, તેથી તુ જન્મ ન થાય તેવો યત્ન કર જેથી તને મૃત્યુનો ભય રહેશે નહીં ૧ ”

આ મૃત્યુ—ધર્મવાળા શરીરમા શા માટે ઘણી આસક્તિ કરે છે? આ દેહનો અવશ્ય ત્યાગ કરવોજ પડશે, જરૂર બીજે જવુ પડશે, આ દેહના નાશથી તારો તો નાશ થનારોજ નથી, તુ તો અમર છે દેહાધ્યાસ (અહકાર) નો ત્યાગ કરો અને પોતાનો આત્મા એજ પરમાત્મા છે એવો સ્વાનુભાવ કરવો એ સર્વ પુસ્તકોનો સાર છે

૧ તુ કોણ છે? ૨ શા માટે આવ્યો છે? ૩ તે શુ કર્યું? ૪ શા માટે ભમે છે? ૫ આત કિ ખોવે? ૬ સતસગમા રહે? ૭ આત્મ સ્વરૂપે જો? ૮ જ્યા લઘુતા ત્યા પ્રભુતા ૯ સજોગને અતે વિજોગ ૧૦ હરખને અતે ગોક ૧૧ ચડતીને છેડે પડતી ૧૨ સુખને અતે દુખ ૧૩ ઉદય પછી અસ્ત ૧૪ ફુલે તે કરમાય ૧૫ જન્મે તે મરવા માટે ૧૬ જ્યા જેની પ્રીતી ત્યા તેની ઉત્પત્તિ

તેથી સર્વ મનુષ્યોએ જન્મમરણમાથી મુકાવનારા ધર્મનુ શરણ લેવુ જો એ જ્યારે હૃદયમા ધર્મના સસ્કારો જાગ્રત થાય છે ત્યારે આનહૃદયમા શાતિ, પ્રેમ, સહનશીલતા, ક્ષમા અને સમતાની ભાવના પ્રગટ થાય છે જ્યારે હૃદયમા આવી ભાવનાઓ સ્થાન કરે છે, ત્યારે ત્યા પ્રતારણા, ક્લેશ, કલહ અને ઐહિક સપત્તિના અનત ...ને રહેવાનો અવકાશ મળતો નથી

અને વ્યક્તિનુ, સર્વનુ—આખી દુનિયાનુ કલ્યાણ કરવાની પ્રવૃત્તિ કરજે, પરોપકારના વિશાળ માર્ગો ખોલજે અને સમાજને સુખ અને શાંતિ મળે તેવા સાધનો યોજી આપજે

આ સસારમા માનવજીવનને પ્રગતિ કરવાના બે માર્ગો ભગવાન્ તીર્થંકરોએ પ્રબોધ્યા છે, એક ગૃહસ્થધર્મનો માર્ગ અને બીજો યતિધર્મનો માર્ગ જો તારે ગૃહસ્થ ધર્મને માર્ગે ચાલવુ હોય તો તે માર્ગમા ઘટે તેવી રીતે તુ તારી સામગ્રીનો સદુપયોગ કરજે અને જો બીજા યતિધર્મને માર્ગે ચાલવુ હોય તો આત્મકલ્યાણની સાથે પરકલ્યાણની ભાવના ધારણ કરજે તે માર્ગ પ્રથમના કરતા ઉંચો છે સમાજના અનેક જાતના કલ્યાણો સાધવાની કુચીઓ તે માર્ગના પથિકોને મળી શકે છે તે માર્ગે ચાલનારા મહાત્માઓએ આ આર્યદેશમા કલ્યાણનો વિજયડકો વગાડ્યો છે, અને મોહની અસરમાથી છુટવાનો મહામત્ર ઉચ્ચાર્યો છે તેમના એ પ્રભાવથી આર્યદેશ પોતાના ધાર્મિક જીવનને, શુદ્ધ વ્યવહારને, ઇતિહાસને અને આચારને જાળવી શક્યો છે જેથી આજસુધી આર્યપ્રજા ધર્મ અને વ્યવહારની ભવ્ય મહત્તાના ઝાખા પણ દર્શન કરી શકે છે જેને માટે એક વિદ્વાન નીચેનુ રસિક પદ્ય લખે છે—

आर्यैं प्रवर्त्तिते मार्गे, प्रयान्तो भुवि सज्जनाः ।
मार्गानुसारिणो लोका, भवन्ति शिवसाधका ॥१॥

આ પૃથ્વીપર આર્ય—મહાન્ પુરૂષોએ પ્રવર્ત્તાવેલે માર્ગે ચાલનારા સજ્જનો માર્ગાનુસારી થઇ કલ્યાણના સાધક થાય છે ”

હે ચેતન ! તુ જો આ અશરણ ભાવના ભાવીશ તો તને ખાત્રી થશે કે, આ જગત્મા ધર્મજ ખરેખરૂ શરણ છે તે ધર્મનુ દિવ્ય બળ તને આત્મિક ઉન્નતિએ પોહોચાડશે, અને આ સસારનો ખરો સ્વાદ ચખાડી છેવટે તને તારૂ સ્વરૂપ બતાવશે, કે જે સ્વરૂપમા અનતજ્ઞાન, દર્શન અને ચારિત્રાદિ અનતગુણો પ્રગટ થયેલા તને દેખાશે અને પછી તે તારી અનત શક્તિનુ ભાન તને કરાવશે અને

કર્મોની પ્રેરણાથી રમતો આ સંસારનો ખેલ તારી સન્મુખ ખડો ફરી બતાવશે

श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलंकृता–
स्तच्छिष्या विजयप्रपूर्वकमलाः सूरीश्वरा राजिता. ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेपात्र संभाविता ।
स्वस्वांते शुभभावना भविजनस्वांतप्रमोदप्रदा ॥ १ ॥



## ३ संसार भावना



અજ્ઞાનના આવરણથી આવૃત થયેલો અને મિથ્યાત્વના ઉદયથી અચેતન જેવો બની ગયેલો જીવ પોતાના જીવનની સુધારણાના સત્ય માર્ગને શોધી શકતો નથી, તેથી તે ચતુર્ગતિરૂપ વિકટ સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે, તેવા જીવને આ સંસારભાવનાનું અવલંબન ખરા આશ્રયરૂપ થઇ પડે છે કર્મના દૃઢ બંધનથી પરાધીન થયેલા પ્રાણીને જે ઘોર દુઃખો ભોગવવા પડે છે, તેની સીમા તો અનંત કાળની છે કર્માધીન સંસારી જીવે અનંત પરાવર્ત્તન કરેલા છે, જેમાં ચાર ગતિરૂપ મોટા આવર્ત્ત–ભમરીઓ છે, જેમાં અનંત દુઃખરૂપી વડવાનલ પોતાની ભયંકર જ્વાળાઓથી પ્રજ્વલિત થઇ રહેલો છે અને જેમાં અપાર મોહ માયાની ઉર્મિઓ ઉછળી રહી છે, એવા જન્મરૂપી મહાસાગરમાં પામર પ્રાણીઓ ભમ્યા કરે છે તે પ્રાણીઓ પોતાના કરેલા કર્મરૂપ બેડીના બંધનમાં આવી અસ્થિર શરીરને ધારણ કરતા જન્મ-મરણના ફેરા ફર્યા કરે છે કદાચિત્ દૈવયોગે દિવ્ય-કર્મનો ઉદય થઈ આવે તો તેઓ પુણ્યના પ્રાગ્ભારથી વિમાનવાસી બને છે, પરંતુ ત્યાં પણ તેમનો સ્થિરવાસ નથી. કર્મ ભોગવી લીધા

પછી કર્મોદયનો પવન તેમને ત્યાંથી પણ ચલાયમાન કરે છે એટલે ત્યાંથી ચવીને પાછા આ વિશ્વમડલમા અથડાયા કરે છે તેમા પણ જો પાપકર્મનો પ્રબળ યોગ હોય તો તે પ્રાણીઓ નરકભૂમિના નિવાસી થઈ જાય છે તે ભયકર ભૂમિમા ક્ષુધા, તૃષા, તાપ, દાહ, તાડના અને તર્જના પ્રમુખ અસહ્ય દુખો સહન કરવા પડે છે જે દુખોનુ વર્ણન અને શ્રવણ કરતા પણ કપારી છૂટે છે કદાચિત્ તિર્યંચની યોનિમા આવી પડે તો પણ પરાધીનતા અને અવાચકપણાના દુખોથી તેઓ પૂરેપૂરી વિડબના પામે છે તે શિવાય પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિરૂપ એકેન્દ્રિયના શરીરોમા પણ તેમને દુખોના દરીયામા પડવુ પડે છે એકેન્દ્રિયથી માંડીને પચેન્દ્રિય સુધીના શરીરોને પ્રાપ્ત થયેલા પ્રાણીઓની દશા તો વર્ણવી શકાય તેમ નથી

હે આત્મન્! આ સસારમા એવી કઈ જાતિ અને કઈ યોનિ છે કે, જે જાતિ અને યોનિમા તુ અવતર્યો નથી? એટલુજ નહીં પણ મનુષ્યભવમા પણ તારી વિવિધ સ્થિતિ થઈ હશે જેને તુ પ્રેમનુ સુન્દર સ્થાનરૂપ અને ભોગવિલાસની ભુમિરૂપ સ્ત્રી માને છે, તે સ્ત્રી કોઈવાર તારી વાત્સલ્યધારિણી માતા થઈ હશે, અને તે માતા કોઈવાર તારી શૃગારની સરિતારૂપ સુન્દરી પણ થઈ પડશે તેવીજ રીતે આ સસારમા જે તને જે રૂપે દેખાયા છે, અને દેખાય છે તે બધા તે રૂપ બદલાઈ જવાના, એમ તુ ખાત્રીથી માનજે મિત્રો તારા શત્રુઓ હતા, અને શત્રુઓ તારા મિત્રો હતા

હે ચેતન! બીજી ગતિઓની વાત તો એક તરફ રહી પણ ચિંતામણિ સમાન ગણાતા મનુષ્યજીવનનો તો ખાસ તુ વિચાર કરજે કેટલાએક પશુ સમાન અજ્ઞાનાવસ્થામાજ પોતાનુ જીવન પુરૂ કરે છે, કેટલાએકને જન્મતાજ માતાપિતાનો વિયોગ થાય છે, કેટલાએક ક્ષુધા તૃષા, અને તિરસ્કારની પીડાઓ સહન કરી યાવજ્જીવિત દાસત્વ કરે છે, કેટલાએક મજુરીની મહા પીડા ભોગવી અસહ્ય દુખ પામે છે, તે શિવાય ભીખારીઓની અને વિવિધ રોગથી પીડાતા મનુષ્ય પ્રાણીઓની સ્થિતિનુ અવલોકન કર કે જેથી તને આ સસારના સત્ય સ્વરૂપનુ ભાન થાય

પ્રિય ચેતન ! આ માનુષજીવનની દશા પરાજય પામી નાશી છુટતી સેનાના જેવી છે—પ્રથમ એક ઠોકર ખાઇ પડે છે, બીજો તના ઉપર અથડાઇ પડેછે, એમ એક એની ઉપર એક એક પડતે પડતે સમગ્ર મરણ અને નિષ્ફલતાનો અનુભવ કરે છે તે છતા મોહની અધાગીને તારણ કરતો મનુષ્ય તે તરફ લક્ષ્ય આપતો નથી તે મોહની અ ા-ગીથી અ ધ થયેલા મનુષ્યો આ સ સાર અને પુદ્ગલોની અસ્થિરતાને ભુલી જઈ કોઇ અનીતિથી ધન મેળવે છે, કોઇ છળકપટથી છેતરી પરનુ ધન હરી લે છે, કોઇ વિશ્વાસઘાત કરેછે કોઇ અભક્ષ્ય ખાય છે કોઇ રાત્રિભોજન કરે છે, કોઇ દેવદ્રવ્ય ચોરી ખાય છે કોઈ પરનિંદા અને આત્મપ્રશ સા કરે છે, કોઇ માન તથા અહ કારના ગજેન્દ્ર ઉપર ચડી સર્વની ઉપેક્ષા કરે છે, અને કોઇ સ ઘ અથવા જ્ઞાતિનુ નાયક-પદ લઇ અનેક જાતના અન્યાયો આચરે છે

હે આત્મન્ ! જો તુ આ સસારભાવના ભાવીશ તો તારા મનુષ્ય જીવનની ઉપર કોઇ દિવ્ય પ્રભા પડશે, સઘ અથવા સમા-જની સેવા કરવાની શુદ્ધ વૃત્તિ તારામા જાગ્રત થશે, સર્વ દેશબધુ-ઓને માનવજીવનની મહત્તા સમજાવવાની તારી વૃત્તિ થશે, અસ-તોષ, સ્વાર્થ અને પ્રતારણા તરફ અભાવ આવશે, સદ્વિદ્યા અને જ્ઞાનના મધુર ફલો ચાખવાની તીવ્ર ઇચ્છા થશે, અને માનુભવજ્ઞાનના સ્વરૂપ ઉપર વિચાર કરીને માનવજીવનમાંથી ગ્રહણ કરવા યોગ્ય સારનો સ્વીકાર કરવાની અભિલાષા ઉત્પન્ન થશે

પ્રિય ચેતન ! તારા જીવનને સન્માર્ગ દર્શાવનારી અને ખરા કર્ત્તવ્યની દિશા તરફ દોરનારી આ સસારભાવનાને જો તારા હૃદય ઉપર આરૂઢ કરીશ તો તારી આગળ આ સસારનુ શુદ્ધ સ્વરૂપ સ્વત પ્રગટ થઇ આવશે, તે તને દર્પણની જેમ દેખાઇ આવશે તે સાથે આ ભવાટવી કેવી ભયકર છે અને અદર પ્રાણીઓની કેવી સ્થિતિ થાય છે, તે બધુ સ્વરૂપ તારી સમક્ષ ખડુ થઇ આવશે

પ્રિય આત્મન્ ! તુ આ સસારના મોહક પદાર્થો ઉપર આસ્થા રાખીશ નહીં, તારે તેનો ઘણો અનુભવ થયેલો છે જે પુદ્ગલો તારા હૃદયને અને તારી ઇંદ્રિયોને આકર્ષે છે, તે પુદ્ગલોને પાનરૂપે આહાર રૂપે અને શરીરરૂપે તે અન . . . . . . કરી વમન કરેલા છે જે

તુ તેમને ભોગવવાની પુન ઇચ્છા રાખીશ તો તુ વાતભોજી થઈશ, એટલે વમન કરેલાને ભક્ષણ કરનારો થઈશ તેથી તારૂ તે કામ શ્વાન, કાગડા અને બીજા મલભક્ષક પ્રાણીઓના જેવુ નિંદ્ય ગણાશે.

પ્રિય ચેતન ! મોટા આશ્ચર્યની વાત એ છે કે લાલસાઓમા લુબ્ધ થયેલો પ્રાણી એ પૌદ્ગલિક સુખો ભોગવીને પણ તૃપ્ત થતો નથી, ઉલટી તેની તૃષ્ણા ઘીવડે અગ્નિની જ્વાલા જેમ વૃદ્ધિ પામે છે તૃષ્ણાની ઉંડી ખાડ કદી પણ પૂરાતી નથી તૃષ્ણારૂપી મહા નદીના પૂરમા તણાએલા લુબ્ધ આત્માઓ શાંતિને કિનારે આવી શકતા નથી તેથી તુ એ ભયકર નદીના પૂરથી છેટો રહેજે, તેને માટે નીચેનુ પદ્ય સદા હૃદયમા રાખજે

## तृष्णामहानदीपूर—वाहिता' पामरा जना ।
## पतन्ति दु खगर्त्तायां, नि सहाया कुवासना ॥ १ ॥

"નઠારી વાસનાવાળા પામર પ્રાણીઓ તૃષ્ણારૂપી મહાનદીના પૂરમા તણાઈને દુ ખોના મોટા ખાડામા નિરાધાર થઈ પડે છે " ૧

તેથી દરેક ભવ્ય મનુષ્યે આ સસારભાવના ભાવવી જોઈએ મહાત્મા ભદ્રેશ્વરસૂરિનુ જીવનવૃત્તાત જુઓ, તે મહાત્મા ગુજરાતના મહારાજા સિદ્ધરાજના સમયમા થયા હતા, તે આચાર્યે સ્યાદ્વા મતનુ સ્મરણ કરનાને દિગબરો ઉપર વિજય મેળવ્યો હતો અને ભારતવર્ષમા સ્યાદ્વા ના સિદ્ધાતને ગજાવ્યો હતો તેમની આ પ્રવૃત્તિ રજોગુણી હતી ધર્મના કલહને લઈને તેમના શુભ ધ્યાનમા ભગ પડ્યો હતો તથાપિ ઇતિહાસ કહે છે કે, જ્યારે તે મહાત્મા કાળધર્મને પામવાની તૈયારીમા હતા, ત્યારે તેમણે શુદ્ધ હૃદયથી સસારભાવના ભાવી હતી સસારના સ્વરૂપને ગર્હીને પોતાના મનોમદિરમા ખરો નિર્વેદભાવ સ્થાપ્યો હતો અને વિશ્વના સર્વ આત્માઓને ખમાવી પોતાના હૃદયને સમતાના રસથી ભર્યું હતુ તેઓશ્રી દેવસૂરિજીના શિષ્ય હતા, એટલે તેમને ગુરૂપાસેથી જે આત્મતત્વનો બોધ મળ્યો હતો, તે બોધ તેમને અતસમયે ઉપયોગી થઈ પડ્યો હતો

પ્રિય વાચકગણ! તમે પણ તમારા મનુષ્ય જીવનને ઉજ્વળ બનાવવા અને શુદ્ધ પ્રેમ, શુદ્ધ સ્વાર્પણ, શુદ્ધ ન્યાય, શુદ્ધ વિશ્વાસ મેળવવા સર્વદા સંસાર ભાવનાને ભાવ્યા કરજો. તે ઉચ્ચ ભાવના તમારા મોહનો નાશ કરશે, તમારા મમત્વનું મર્દન કરી નાખશે, તમારા કષાયોનો વેગ અટકાવી દેશે, તમારી મલિન વાસનાઓને મારી નાખશે, અને તેમોને વૈરાગ્ય અને નિર્વેદના પરમ અધિકારી બનાવી ગુણારોહણના ચઢીઆતા ક્રમમાં ચડાવી છેવટે મુક્તિપુરીનું મનોહર દ્વાર બતાવશે, કે જે અગમ્ય, અનાર્ય અને આનંદરૂપ છે. મમત્વની મિથ્યા ભ્રમણા ટાળવામાટે અને વૈરાગ્યભાવનાની વૃદ્ધિને માટે પ્રભાવવી મનન કરવા યોગ્ય રાજરાજેશ્વર ભરતચક્રવર્ત્તીનું દૃષ્ટાંત મનન કરવા જેવું છે. હે ચેતન! તે દૃષ્ટાંત તરફ તું તારી વિચારશક્તિને પ્રેરજે, એટલે તને ભવ્ય એવી અન્યત્વ ભાવનાનું ખરું સ્વરૂપ જણાઈ આવશે.

જૈન ઇતિહાસમાં રાજરાજેશ્વર ભરતચક્રીનું ચરિત્ર પ્રસિદ્ધ છે. શ્રીમાન્ આદિનાથપ્રભુના તે પ્રભાવી પુત્ર વિવિધ પ્રકારની સંપદાથી વિભૂષિત થયા હતા. અને આ વિશ્વની દિવ્ય અને માનુષી સમૃદ્ધિના શિખર ઉપર તે મહારાજા બેઠા હતા. પૂર્વપુણ્યોનું પ્રભાવિક કલ્પવૃક્ષ તે મહારાજા ઉપર સંપૂર્ણ રીતે છાયા કરીને રહ્યું હતું.

એક સમયે તે રાજરાજેશ્વર પોતાના આદર્શ ભુવનમાં દિવ્ય વસ્ત્રાભરણોથી વિભૂષિત થઈ મનોહર સિંહાસન ઉપર બેઠા હતા. તેની ચોતરફ વિવિધ વિલાસો થઈ રહ્યા હતા. ઉચ્ચ પુદ્ગલોની જુદીજુદી રચનાઓ મહારાજાના મનને રંજન કરવા યોજવામાં આવી હતી, શીત મંદ અને સુગંધી પવનની લહરીઓ છુટી રહી હતી, તે સમયે શરીરની અનુપમ શોભાને ધારણ કરનારા મહારાજા ભરતની દૃષ્ટિ આદર્શભુવનમાં પડી. પોતાનું પ્રભાવિક પ્રતિબિંબ મહારાજાએ પ્રેમપૂર્વક જોવા માંડયું, તેવામાં પોતાના કર કમલની એક આંગળીમાંથી રત્નમય મુદ્રિકા નીકળી પડી, મહારાજાનું ધ્યાન તે તરફ ખેંચાયું. તેને જોતાંજ તે આંગળી વિરૂપીજ દેખાણી, પછી નવ આંગળીઓ પાસે તેની ઘણીજ નિસ્તેજતા લાગી. તે જોતાંજ ભરતે સ્વરની ભાવનામાં અદ્ભુત પ્રેરણા થઇ આવી, તે મહાનુભાવે પોતાની

ભાવનાને સિદ્ધ કરવા પછી અનુક્રમે બીજી મુદ્રિકાઓ દૂર કરી, બધી આંગળીઓના દેખાવ જોયો તે શોભા રહિત દેખાવ ઉપરથી મહારાજાના મનોમન્દિરમા તે દેખાવ અશોભનીય દેખાયો તે જોતાજ તે મહાનુભાવની ભાવના બદલાઈ ગઇ તત્કાલ તે મહારાજાનુ કોમળ હૃદય અન્યત્વ ભાવનામા મગ્ન થઇ ગયુ તેણે કહ્યુ "અહો કેવી વિચિત્રતા છે! આ મુદ્રિકા કે જે એક મૃત્તિકાના વિકારરૂપ સુવર્ણની બનેલી છે, તેના યોગથી મારી આગળી સુદર લાગતી હતી પણ જ્યારે તે મુદ્રિકાનો વિયોગ થયો ત્યારે તેજ આગળીનો દેખાવ વિપરીત બની ગયો અને તેથી મારા મનમા તે આગળીનુ દર્શન ખેદરૂપ થયુ આમ થવાનુ કારણ માત્ર તે મુદ્રિકાજ હતી તે મુદ્રિકાના યોગથી મારી આગળીને શોભા મળી, અને તે આગળીના યોગથી મારા હાથને શોભા મળી અને તે હાથવડે મારા શરીરનુ સૌદર્ય દેખાયુ ત્યારે એમા હુ કોની શોભા ગણુ! આ મારી મનાતી મનોહર કાતિને શોભા આપનાર મણિ માણિક્યના અલકારો અને રગબેરગી વસ્ત્રો ઠર્યા અને જે આ કાતિ તે મારી ત્વચાની શોભા ઠરી એ ત્વચા શરીરની ગુપ્તતા ઢાકીને સુદરતા દેખાડે છે, અહો આ કેવી વિપરીતતા! જે શરીરને હુ મારુ પોતાનુ માનુ છુ, તે શરીર ત્વચાવડે અને તે ત્વચા કાતિવડે અને તે કાતિ વસ્ત્રાલકારવડે શોભે છે તો પછી મારા શરીરની શોભા કાઇ રહી નહીં એ શરીર તો રૂધિર, માસ અને હાડનોજ કેવળ માળો! અને એ માળાને હુ પોતે મારો ગણુ છુ આ કેવી ભુલ? કેવી ભ્રમણા? અને કેવી વિચિત્રતા? અરે! હુ કેવલ પરપુદ્ગલોની શોભાથીજ શોભુ છુ બીજાના આશ્રયથી રમણીય લાગતુ તે શરીર હવે મારૂ કેમ માનવુ? જોકે તે શરીરમા મમતા રાખીશ તો તે કેવળ દુખમય અને વૃથા છે આ શરીરથી મારા આત્માનો કોઈ વખતે વિયોગ થવાનો છે, તેથી આ શરીર ઉપરની મમતા તદન નકામી છે જેનો એક કાલે વિયોગ થવાનો છે અને જે કેવળ અન્યત્વભાવ રચાવે છે, તેની અદર મમત્વ શુ રાખવુ? જ્યારે તે શરીર મારૂ નથી, તો પછી હુ પણ તેનો નથી તો હવે મારે વિવેકબુદ્ધિ દ્રઢ કરવી જોઇએ આ સૃષ્ટિ અનત વસ્તુઓથી ભરેલી છે તે સઘળી વસ્તુઓ ઉપર મારી પ્રિયતા નથી તેઓમાથી કોઇ પણ વસ્તુ મારી નથી આજ સુધી હુ મિથ્યા મોહમા લપટી પડ્યો હવે મને ખાત્રી થઇ છે કે, તે મારી નવયૌવના

રાણીઓ, તે ભાગ કુલદીપક કુમારો, તે અઢળક સંપત્તિ અને તે પટ્ખંડનું મહાન્ રાજ્ય એ મારા નથી અને જે કાયાથી હું એ મ-ઘળી વસ્તુઓનો ઉપભોગ લઉં છું, તે ભોગ્ય વસ્તુ પણ જ્યારે મારી નથી તો પછી મે માની લીધેલી બીજી વસ્તુ મારી શી રીતે હોય? જેમની ઉપર હું પ્રેમ અને વાત્સલ્ય ધારણ કરૂં છું, તે આ મારી રાણીઓ, પુત્ર પુત્રીઓ સ્નેહીઓ અને કુટીબીજનો શું મારા થનાર હતા? જેમ એ બધા મારા નથી, તેમ હું પણ તેમનો નથી અરે કેવા ખેદની વાત છે કે, જે મારા નથી તેમને માટે મેં અનેક જાતના પાપો કર્યાં તે મારે એકલે નેજ ભોગવવા પડશે તેઓમાની કોઈ પણ મને સહાયક થશે નહિં, અન્યત્વભાવનાવાળા તે સર્વને માટે હું મમત્વ દર્શાવી મારા આત્માનો હિતેચ્છુ ન થઈ તેને રૌદ્ર અને કષ્ટદાયી નરકનો ભોક્તા કરૂં એ મારૂં કેવું અજ્ઞાન? કેવી ભ્રમણા? અને કેવો અવિવેક? આજવી હું મારા આત્મસ્વરૂપનો જ્ઞાતા થયો છું "હું કોણ છું" એ મને હવે સમજાયું છે હું એક ભરતખંડનો ચક્રવર્તી છું, ત્રિષષ્ટિ શલાકા પુરૂષોમાં મારી ગણના થાય છે આવી મહાન્ પ્રભુતા મને પ્રાપ્ત થઈ છે છતાં હું તેનો ખરો ઉપયોગ ન કરૂં તો પછી મારી કેટલી મૂર્ખતા કહેવાય? આજે મારા પ્રબુદ્ધ હૃદયમાંથી મમતાની મલિન અસરતા દૂર થઈ છે સુંદર પ્રમદાઓ, મેહેલો, રથ્યા-રાતો વગેરે સર્વ રાજ્યવૈભવના સુખ ઉપરથી મારો અનુરાગ દૂર થયો છે તે મારી મલિન મમતાની છાયા તદ્દન નાશ પામી ગઈ છે"

આ પ્રમાણે વિચાર કરતા રાજરાજેશ્વર ભરતના અંતઃકરણમાં એવું ચિંતન પડી ગયું કે તત્કાળ તેનું તિમિરપટ ટળી ગયું તેના હૃદયના ઉંડા પ્રદેશમાંથી ખરૂ જ્યોતિ પ્રગટ થઈ આવતા તે મહા-રાજાને શુક્લ ધ્યાન પ્રગટી આવ્યું તે શુક્લધ્યાનરૂપ તીવ્ર અગ્નિએ તેના અશેષ ઘાતીકર્મો ભસ્મીભુત કરી દીધા, અને તે શુદ્ધ નિર્મલ આત્મસ્વરૂપ બની ગયો તે સાથેજ તેને મહાન્ દિવ્ય અને સર્વદર્શક કેવલજ્ઞાન પ્રાપ્ત થયું તરત તે કેવળી મહારાજાએ પંચમુષ્ટિ લોચ કર્યો, દિવ્ય પ્રભાવવાળા શાસનદેવીએ આવીને તેમને સાજ (વેશ) આપ્યો છેવટે તે મહાન્ આત્મા વીતરાગ, સર્વજ્ઞ, સર્વદર્શી પરમાત્મરૂપ બની ગયો

રાજરાજેશ્વર ભરતચક્રવર્તીના આ મનન કરવા યોગ્ય ચરિત્ર ઉપર અન્યત્વભાવનાનું ખરૂં સ્વરૂપ હૃદયમાં આરૂઢ થઈ શકશે આ મહાન્ ભાવના ભાવનારી ભવ્ય પ્રાણીના હૃદયમાં ઉચ્ચ ગુણો પ્રગટ થઈ આવે છે, તેના અંતરના પ્રદેશમાં આત્મ શક્તિનો પૂર્ણ વિકાશ થાય છે અને વૈરાગ્યની અચળતા રહી શકે છે આ અદ્ભુત ભાવના આ દુઃખરૂપ સંસારમાંથી મુક્ત થવાનું પ્રધાન સાધન છે

પ્રિય વાચકગણ ! તમે જો તમારા હૃદયમાં આ અનુપમ ભાવનાને સ્થાન આપશો તો તમોને આ સંસારના વિકટ અને વિષમ ભાવો નડી શકશે નહિં તમારામાં ખરૂં આત્મબળ પ્રગટ થઈ આવશે અને તમારા જીવનની ખરી જ્યોતિ જાજ્વલ્યમાન પ્રગટ થશે

પ્રિય આત્મગણ ! આ સંસારરૂપ ચકડાળ ઉપર ચડેલો પ્રાણી પોતાના આત્મસ્વરૂપને ભુલી જઈ એવું વિચારે છે કે, “ આ મારૂં પ્રેમી કુટુંબ સદાકાળ મારી સાથેજ રહે, આ મારી સ્થિતિ સદા કાળ ચાલ્યા કરે અને કોઈ દિવસ તેનો વિયોગ થાય નહીં,” આ મમત્વ ભરેલા વિચારો મનુષ્યને મોહરાજાના કારાગૃહમાં ફેંકી દે છે અને ત્યાં વધારે વધારે કષ્ટો ભોગવાવે છે તેથી તે મહાન્ કારાગૃહમાંથી મુક્ત થવું હોય, અને હૃદયમાં ઉચ્ચ વિચારોને સ્થાપવા હોય તો આ યત્વ ભાવનાનો અભ્યાસ કરજો એ મહાન્ ભાવનારૂપી નાવિકા તમારા આત્માને આ સંસારસાગરને સુખે ઉતરાવી પરમ આનંદકારક અને સુખરૂપ સ્થાને પોહોંચાડશે એ ઉચ્ચ ભાવનારૂપ દીપિકા તમારા આંતર અંધકારને દૂર કરી આત્મજ્યોતિને પ્રકાશાવશે આ ઉચ્ચ ભાવના ઉપરથી જાણી શકાશે કે, આત્મા સ્વભાવે શરીર વગેરેથી વિલક્ષણ ચેતનામય છે જે શરીર છે તે વિનાશી અને અચેતન જડ છે કારણ કે, તે અનેક પુદ્ગલ પરમાણુઓના સમૂહથી બનેલ છે, જ્યારે તે પુદ્ગલો જુદા જુદા વિખરાઈ જશે, ત્યારે માત્ર એક ચેતન્ય સ્વભાવ આત્મા અખંડ અને અવિનાશી રહેશે આ ઉપરથી સમગ્ર સબંધમાં અન્યપણાનો દૃઢ નિર્ણય થઈ જાય છે આત્માનો સ્વભાવ

જવાનો છે ઉપાર્જન કરેલા કર્મોનો જોખમદાર પણ પોતેજ એકલોજ છે શુભ કર્મના સુખો અને અશુભ કર્મની શિક્ષાઓ તેને એકલાનેજ ભોગવવાની છે માતા પિતા, બંધુઓ, સ્નેહીઓ અને મિત્રો ગમે તેટલા હોય તો પણ તેને જાતે ભોગવવાના દુખો કોઇનાથી લઇ શકાતો નહીં, જેને માટે નીચેનુ પદ્ય મનન કરવા જેવુ છે

पुण्यपापफलानां च, भोक्ता तत्कर्मकारक. ।
न तत्र स्निग्धबन्धूनां, सहाय स्यात्फलेग्रहि ॥१॥

પુણ્ય અને પાપના ફલોને ભોગવનારો તેના કર્મોનો કરનાર એકલોજ થઈ શકે છે તેમા કોઇ સ્નેહી કે બધુઓની સહાય સફલ થઇ શકતી નથી ૧

આ એકત્વની ભાવનાથી મનુષ્ય પોતામા રહેલા દૂષણો જાણી શકે છે અને તેની ભાવિ શિક્ષાઓનો વિચાર કરી સન્માર્ગનો સાધી બનવા યત્ન કરે છે જ્યારે હૃદયમા એકત્વભાવના જાગ્રત થાય છે, ત્યારે મનુષ્યને પોતાના ખરા કર્ત્તવ્યનુ ભાન થઇ આવે છે આ વિશ્વની રગભુમિ ઉપર માનવ વેષને ભજવવા આવેલા આત્માને જ્યારે ખાત્રી થાય કે, તે પોતે રગભૂમિમા એકલો છે, જો તેને વેષ ભજવતા વિઘ્નો આવશે, અનેક અતરાયો ઉભા થશે, તો તે વખતે તેને કોઇ સહાય કરનાર મળવાનુ નથી, તે વિઘ્નો અને અતરાયો દૂર કરવાને માટે તેણે એકલાએજ સાવધ રહેવાનુ છે તેણે એકલાએજ સહાય મેળવવા યત્ન કરવાનો છે તે સહાય તે આત્મજ્ઞાનની સમજની માણસના જીવિતનુ અને છેવટનુ કર્ત્તવ્ય એજ છે કે તેણે અધ્યાત્મમાર્ગની સહાય મેળવવી અધ્યાત્મ માર્ગનો પથિક બનેલો આત્મા પોતાનાજ આત્મભાવથી રગાઈ જવાઇ અને હલકાઇ રહે છે તેને પછી બીજાની અપેક્ષા રહેતી નથી તે નિસગ અને નિર્લેપ થઇ પોતાના આત્મબળ ઉપર અવલબીને રહી શકે છે

ભગવાન્ તીર્થ કરોએ એવા ઉચ્ચ ઉદ્દેશથીજ એકત્વ ભાવનાનો પ્રતિબોધ વિશ્વને આપ્યો છે તેમની દેશનાવાણીમાથી આ પ્રમાણે પ્રતિધ્વનિ નીકળે છે-"હે ચેતન ! તુ દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરજે, અને

પ્રાણી સારા નરસા કાર્યો કરી જે દ્રવ્ય પેદા કરે છે તે દ્રવ્યને ભોગવવા માટેજ તેના મિત્ર પિતાદિ કેવલ સહાયકો થાય છે પરંતુ તેણે કરેલા કર્મોની ઉત્પન્ન થયેલી નિર્દય-પીડાકારી દુઃખશ્રેણીને સહન કરવાને કોઈ સહાયક થતુ નથી તે તો એકલા કર્મકર્તાનેજ ભોગવવા પડે છે

આ ઉપદેશક પદ્યો એકત્વભાવનાનુ શુદ્ધ સ્વરૂપ દર્શાવે છે આ સંસારરૂપ તિમ્ર અટવીમા ભટકી પડેલા પ્રાણીનો તેની પોતાની જાત સિવાય બીજુ કોઈ સહાયક નથી-કોઇ સાથી નથી એમ તેને સમજવાનુ છે મનુષ્યને તેના જન્મમા કેટલોક અનુભવ મલે છે અથવા બીજેથી મેલવે છે, છતા પણ મોહના ગાઢ અંધકારમા તે જોઈ શકતો નથી, તેને માટે શાસ્ત્રકાર નીચેનુ પદ્ય લખે છે—

एकत्व नैव पश्यन्ति, जराजन्मग्रहार्दिता ।
यज्जन्ममृत्युसपाते, प्रत्यक्षमनुभूयते ॥ ४ ॥

જન્મ અને જરારૂપી ગ્રહોથી પીડાતા પ્રાણીઓ પોતે એકલા છે, એ વાત જોઈ શકતા નથી જે વિષેનો અનુભવ જન્મ અને મૃત્યુથી પ્રત્યક્ષરીતે દેખાઈ આવે છે

એટલે સર્વ જીવો જન્મ અને મરણનો પ્રત્યક્ષ અનુભવ કરે છે અને દેખે છે, છતા પણ તેના હૃદયમા આવતુ નથી કે, જન્મ અને મરણનો અનુભવ એકલાનેજ કરવો પડે છે દરેક પ્રાણી એકલો જન્મે અને એકલો મૃત્યુ પામે છે, તે વાત જગત્પ્રસિદ્ધ છે, છતા અજ્ઞાનના અંધકારમા અંધ થયેલો પ્રાણી એકત્વ ભાવનાને ભાવતો નથી દરેક પ્રાણી મનુષ્યજન્મ જેવા ચિંતામણિ રત્નનો અવશ્ય લાભ લેવાનો અધિકારી છતા તે પ્રમાદ વગેરે દુર્ગુણોને વશ થઈ પોતાના આત્માનુ શુદ્ધ સ્વરૂપ સપાદન કરી શકતો નથી, એ કેવી મોટી ભુલ ગણાય?

તે એકત્વભાવનાના બળથી તે મનુષ્ય જાણી શકશે કે, પ્રત્યેક આત્મા છે આ સંસારમા તે એકલો આવ્યો છે અને એકલો

હાથે એકલાજ ચાલ્યા ગયા છે, ત્રિભુવનકંટકના મહાન્ બિરૂદને ધરાવનારા, પરાક્રમના પ્રભાવથી વિશ્વના વીર નરોને વશ કરનારા અને ગર્વના પર્વતરૂપ બનેલા રાવણ જેવા પ્રતિવાસુદેવોની પણ શી દશા થઇ? તેઓ પણ એહિક વૈભવનો ત્યાગ કરી એકલાજ ચાલ્યા ગયા, તેમની સાથે કોઇ પણ સહચારી થયું નહિ

હે ચેતન! તારા ચપળ ચિત્તમાં વિચાર કરજે કે જેવી રીતે પાપકર્મોના ફલરૂપ દુઃખોને ભોગવવામાં તું એકલો છે, તેવી રીતે પુણ્યકર્મોના ફળરૂપ સુખો ભોગવવાને પણ તું એકલોજ છે સમર્થ કવિઓ કહે છે કે, “આ સંસારરૂપી ગગનમાં જીવરૂપી ગરૂડપક્ષી સુખ-દુઃખરૂપી બે પાંખોના વેગથી સતત ઉડ્યા કરે છે તેમાં જમણી પાંખ સુખની છે, અને ડાબી પાંખ દુઃખની છે, જ્યારે તેનામાં જમણી પાંખનું બળ વધારે હોય તો તે ઉત્તરોત્તર સંસારરૂપ ગગનના સુખમાર્ગમાં ઉડી શકે છે, અને જ્યારે ડાબી પાંખનું બળ વધારે હોય તો તે સંસારગગનના દુઃખરૂપ માર્ગમાં ઉડી જાય છે” હે આત્મન્! કવિની આ કલ્પનાને તું તારા હૃદયમાં સ્થાપિત કરજે, અને સુખરૂપ માર્ગે લઈ જનારી તારી તે જમણી પાંખને વિશેષ બલવાન્ બનાવજે, જેથી તું આ વિશ્વરૂપ ગગનમાં ઉડીને ઉંચે સ્થલે જઇ શકીશ કે જે સ્થલે ઉત્તમ કુલ, રૂપ, વિદ્યા રાજ્ય, લક્ષ્મી અને ઐશ્વર્ય પ્રાપ્ત કરી ચક્રવર્તીની, દેવતાની અને ઇંદ્રની પદવી મેળવી શકીશ છેવટે આગળ ઉડતાં જો તને અધ્યાત્મનું અતિ ઉચ્ચ સ્થલ પ્રાપ્ત થઇ આવશે, તો તું જગત્પૂજ્ય એવું તીર્થંકરપદ પણ સંપાદન કરી એકલોજ નિર્વાણ પદને પ્રાપ્ત કરીશ

હે ચેતન! આ જીવનના માર્ગમાં તને તૃષ્ણાને વધારનારા અનેક પ્રસંગો મળી આવશે જે પ્રસંગોમાં એક મહાન દુર્ગુણ તારી આગળ આવીને ઉભો રહેશે, તેને માટે તું સાવધાન થઇને રહેતો રહેજે, એ દુર્ગુણનું નામ મમત્વ છે તે મમત્વનો મલિન ભાવ માનવજીવનની મહત્તાને ઘટાડનારો છે સંસારી જીવને લાગેલો પરિગ્રહનો પાશ તેના સર્વ જીવિતને નષ્ટ કરી નાખે છે અને છેવટે તેને માટે એકલા મમત્વ ધરનારા આત્માને સહન કરવું પડે છે

આ એકત્વભાવના આ સંસારની આંતર અને બાહ્ય ઉપાધીઓથી દૂર રહેવામાં મુખ્ય સાધનરૂપે ગણાય છે તે ઉપર શ્રી નમિરાજાનું દૃષ્ટાંત મનન કરવા જેવું છે તે નીચે મુજબ—

તારા શુદ્ધ સ્વરૂપને અનોળખજે, જેથી તને ખાત્રી થશે કે, હું એક-
લોજ છું, મારી સાથે કોઇ પણ સહાયક નથી મને પ્રાપ્ત થયેલી
આ સંસારની સામગ્રી મારા ખરા ઉપયોગની નથી જેને હું પ્રેમના
રસની સરિતારૂપ માનુ છું, તે આ સ્ત્રી, અને વત્સલભાવથી ભરેલા
આ પુત્રાદિ પરિવાર તે પણ મને સાચા સહાયક થઇ શકે તેમ નથી
જ્યારે મને ભયંકર યમરાજનું આમંત્રણ આવશે, ત્યારે તે સર્વનો
ત્યાગ કરી મારે એકલાનેજ જવું પડશે તેમાથી મને કોઇ પણ
છોડાવી શકશે નહીં આ મનોહર મંદિર, સુશોભિત વાટિકા, વિવિત્ર
વાહનો, નવરંગીત વસ્ત્રો અને આકર્ષક અલંકારો કે જેમને હું માર
જીવનના સુખદાયક સાધનો માનુ છું મારા આનંદના અને વિલા
સોના ભોગ્ય પદાર્થો ગણુ છું તે બધા અહિંજ પડ્યા રહેશે, અને મારે
એકલાને આશાભરેલા હૃદયસાથે જાવું પડશ, જેનો યોગ થાય તેનો
વિયોગ થવાનોજ જ્યારથી ગર્ભાવાસમા તારો નિવાસ થયો ત્યારથી
આજસુધીમા તને દુઃખમા સહાય કરનાર કોણ થયો છે ? જ્યારે તારા
શરીરમા ભયંકર રોગો આવે છે, ત્યારે તારે બદલે તે રોગની પીડા
સહેવાને કોણ ઉભુ રહી શકે છે ? તે દુઃખનો ભાગી તુ એકલોજ છે
પુણ્ય પાપના વિપાકોના ઉછળતા સમુદ્રમા તારે એકલાનેજ પડવાનુ છે

પ્રિય ચેતન ! હવે એકત્વભાવના ભાવજે એટલે તારા હૃદયમા
સંવેગનો દીપક પ્રગટ થશે તેના પ્રકાશથી તારા હૃદયનો અંધકાર
દૂર થઇ જશે તારી આસપાસ પથરાએલી સ્વાર્થની જાળ તારા
જોવામા આવશે અને તને ખાત્રી થશે કે, આ સંસારમા સઘળો
સંબંધ સ્વાર્થમય છે હું તો પોતે એકલોજ છું મારો ખરો સહાયક
તે મારો આત્માજ છે જ્યારે મારૂં જીવનનું જ્યોતિ બુઝાઇ જશે,
અથવા મારા ચેતનની શક્તિઓ મંદ પડી જશે, ત્યારે જેમ લીલા
હજાર વનને દાવાનળ લાગવાથી પક્ષીઓ છોડી દે છે, તેમ આ સર્વ
પરિવાર મને છોડી દેશે આખરે હું એકલો રહેવાનો છું

પ્રિય આત્મન્ ! જો તારામા એકત્વભાવનાનુ બળ જાગ્યુ હશે
તો તારા હૃદયમા વિશ્વની મહાન્ અને મોહક શક્તિઓ અને પુણ્ય
કર્મોના દિવ્ય પ્રભાવો તરફ પણ ઉપેક્ષા થઇ આવશે. વિશ્વના ષટ્ખંડ
જેમની આજ્ઞાઓ ચાલતી હતી, નવ નિધાન ચૌદ રત્નો, અને
મહાન્ સમૃદ્ધિના જેઓ ભોક્તા હતા, તેઓ પણ આખરે ખાલી

વિશ્વને આનંદ પમાડનાર પુત્ર તને થશે " તે સાભળી મનમા આનંદ પામતી તેણીએ પુનઃનો ગર્ભ ધારણ કર્યો અનુક્રમે ગર્ભ વધતા જિનેશ્વરની પૂજા કરવાનો અને સાધુ પાસે કથા સાભળવાનો તેણીને દોહદ થયો. તે દોહદ યુગબાહુએ પૂર્ણ કર્યો તેથી ત ગર્ભ સુખે કરીને વૃદ્ધિ પામવા લાગ્યો

એકદા રાગીજનોને પ્રિય એવો વસત ઋતુ આવ્યો તે વખતે યુગબાહુ પ્રિયા સહિત ઉપવનમા ગયો ત્યા વિવિધ ક્રીડાઓવડે દિવસ નિર્ગમન કરી રાત્રિએ પણ પ્રિયા સહિત તે કદલીગૃહમાજ સુતો તે વખતે મણિરથ રાજાએ વિચાર્યું કે—" મારો નાનો ભાઇ આજે થોડા પરિવાર સહિત નગર બહાર ઉદ્યાનમા રહ્યો છે, તેથી તેને હણીને હુ મારા મનોરથો પૂર્ણ કરૂ " એમ વિચારી ખડ્ગ લઇ તે ઉદ્યાનમા ગયો

તે મણિરથરાજા કદલીગૃહમા પેઠો તેને જોઇ યુગબાહુએ એકદમ ઉઠી મોટા ભાઇને પ્રણામ કર્યા તેને રાજાએ કહ્યુ કે—" હે ભાઇ ! રાત્રિએ અહીં રહેવુ યોગ્ય નથી માટે નગરમા ચાલો " તે સાભળી " પિતાની જેમ મોટા ભાઇની આજ્ઞા ઉલ્લઘન કરવી ન જોઇએ " એમ વિચારી યુગબાહુ જવા માટે તૈયાર થવા લાગ્યો, તેટલામા પાપ અને અપકીર્તિ વિગેરેનો ભય ગણ્યા વિનાજ તે દુષ્ટમતિવાળા રાજાએ તે વિશ્વાસુ નાના ભાઇની ગ્રીવા ઉપર ખડ્ગનો પ્રહાર કર્યો પ્રહારની વેદનાથી યુગબાહુ પૃથ્વીપર પડી ગયો, પરંતુ ઘણુ લોહી નીકળવાથી ક્ષણવારમાજ યુગબાહુ ચેષ્ટા રહિત થયો અને તેનુ શરીર ફીકુ પડી ગયુ તે જોઇ તેનુ મૃત્યુ સમીપે આવ્યુ જાણી ધીરતાવાળી મદનરેખા તેના કાન પાસે બેસી ધીમે ધીમે કોમલ વચનવડે કહેવા લાગી કે—

" હે ધીર ! ધીરતા ધારણ કરીને તમારું ચિત્ત સ્વસ્થ રાખજો હે બુદ્ધિમાન ! કોઇના ઉપર તમે રોષ કરશો નહીં પોતાના જ કર્મથી પ્રાપ્ત થયેલુ આ કષ્ટ તમે સહન કરજો કારણ કે ખરી રીતે પ્રાણીને પોતાનુ કર્મજ અપરાધી છે તેમા બીજાકોઇનો દોષ નથી શાસ્ત્રોમા કહ્યુ છે કે—અન્ય ભવમા કે આ ભવમા જે પ્રાણીએ જે કાઇ કર્મ કર્યું તે તેણેજ વેદવાનુ છે તેમા બીજા તો નિમિત્ત માત્રજ છે

આજ ભરતક્ષેત્રમા માળવ દેશમા સ્વર્ગને પણ દાસરૂપ કરનાર સુદર્શન નામનુ નગર છે, તેમા શત્રુને ત્રાસ પમાડનાર મણિરથ નામનો રાજા હતો તેનો નાનો ભાઈ યુગબાહુ નામે યુવરાજ હતો તે યુગબાહુને મદનરેખા નામની પ્રિયા હતી તે રૂપવડે રતિને પણ જીતનારી હતી, જિનવાણીરૂપી અમૃતનુ પાન કરવાથી તેનુ અજ્ઞાનરૂપી વિષ નાશ પામ્યુ હતુ અને તેનુ શીલવ્રત પર્વતની રેખા જેવુ નિશ્ચળ હતુ તેણીને એક ચદ્રયશા નામનો ચદ્રની જેમ આનદ આપનાર પુત્ર થયો હતો એકદા મણિરથ રાજા નાના ભાઈની પ્રિયા મદનરેખાને જોઈ કામદેવના બાણોવડે વ્યથા પામવાથી વિચાર કરવા લાગ્યો કે—“ જો આ સ્ત્રી સાથે હુ ભોગ ન ભોગવુ તો મારો જન્મ અવકેશી વૃક્ષની જેમ નિષ્ફળ છે ”

એકદા એકાત મળવાથી રાજાએ પોતેજ મદનરેખાને કહ્યુ—“હે સુદરી! તારૂ સ્વરૂપ જોઈને હુ તારામા આસક્ત થયો છુ, તેથી જો તુ મને પુરુષ તરીકે અગીકાર કરે તો હુ તને રાજ્યલક્ષ્મીની સ્વામીની કરૂ ” તે સાભળી સતી મદનરેખા બોલી કે—“ તમો સ્ત્રી કે નપુસક નથી, સ્વભાવથીજ તમે પુરૂષ છો, તમને પુરૂષ તરીકે હુ શામાટે અગીકાર ન કરૂ ? તથા તમારા લઘુ ભાઈ યુવરાજની હુ પત્ની છુ, તેથી રાજ્યલક્ષ્મી તો મારે સ્વાધીનજ છે, તે બાબતનો મને લોભ બતાવો છો તે નિષ્ફળ છે વળી સત્પુરૂષો મૃત્યુને સુખેથી અગીકાર કરે છે, પરતુ બન્ને લોકમા અહિત કરનારૂ કાર્ય કદી કરતા નથી બીજાના એઠા અન્નની જેમ સત્પુરૂષો સામાન્ય પરસ્ત્રીને પણ ઇચ્છતા નથી, તો પુત્રતુલ્ય નાના ભાઈની વહુને તો કોણજ ઇચ્છે ? પરસ્ત્રી સાથે રમણની ઇચ્છા માત્ર પણ રાવણની જેમ દુખદાયક છે, તો હે મહારાજ ? તેવી ઇચ્છાનો ત્યાગ કરો ” આ પ્રમાણે મદનરેખાનુ વચન સાભળી દુષ્ટબુદ્ધિના કુવા સમાન રાજાએ મનમા વિચાર કર્યો કે—“ જ્યાસુધી યુગબાહુ જીવતો હશે ત્યાસુધી આ મને ઇચ્છશે નહીં, માટે વિશ્વાસવડે તેને હણીને પછી આને બળાત્કારે પણ હુ કબજે કરીશ આના સગમા અતરાય કરનાર ભાઈ પણ શત્રુરૂપ છે ” આ પ્રમાણે વિચાર કરીને તે પાપી રાજા નાના ભાઈના છિદ્ર જોવા લાગ્યો

એકદા મદનરેખાએ સ્વપ્નમા ચદ્ર જોયો તે તેણીએ પ્રાતઃકાળે પતિને કહ્યુ ત્યારે તે બોલ્યો કે—“ હે પ્રિયા ! ચદ્રની જેમ

દુષ્ટ આ મારા પુત્રનો પણ ઘાત કરશે " આ પ્રમાણે વિચાર કરી તે મહાસતી મહા પરાક્રમી મધ્યરાત્રીએજ ત્યાંથી ચાલી નીકળી તે વખતે તેનો પુત્ર ચંદ્રયશા વિગેરે સર્વ શોકાતુર હતા તેથી કોઇએ તેને જતી જોઈ નહીં

મદનરેખા ત્યાંથી નીકળી પૂર્વ દિશા તરફ ચાલી અને પ્રાત:કાળ થતા તે એક મોટા અરણ્યમા આવી પહોચી તે અરણ્યમા ચાલતા મધ્યાન્હ સમયે એક મોટા સરોવર પાસે આવી ત્યા મુખ વિગેરે ધોઇને તેણે પ્રાણવૃત્તિ કરી અને ઘણું ચાલવાથી શ્રમિત થયેલી હોવાથી તે શ્રમને દૂર કરવા માટે એક કદલીગૃહમા સાકાર અનશન ગ્રહણ કરીને તે સુતી અનુક્રમે સાયંકાળ થતા સૂર્ય અસ્ત પામ્યો, તેણીના દુઃખથી જ જાણે હોય તેમ કમલિનીઓ સંકોચ પામી, સૂર્યરૂપી સિંહના અભાવથી ભુવનને વિષે અંધકાર રૂપી હાથીઓ નિરંકુશ કરવા લાગ્યા; રાત્રિ રૂપી લતાના જાણે પુષ્પો હોય તેમ તારાઓ ચળકવા લાગ્યા રાત્રે વિયોગી થનાર ચક્રવાકના મિથુનો દારૂણ આક્રંદ કરવા લાગ્યા અને અંધકારવડે તે અરણ્ય ગાઢ વ્યાપ્ત થયુ. તે વખતે તે મહાસતી રાત્રિ પડવાથી સાવધાન થઇને જાગતી રહી રાત્રિએ વાઘ, સિંહ, સર્પ, શિઆળ વિગેરેના ભયંકર શબ્દ સાભળી, ભય પામતી તે નમસ્કાર મંત્રનુ સ્મરણ કરવા લાગી કારણ કે તે મંત્રજ સર્વ અવસ્થામા સહાયકારક છે

અનુક્રમે મધ્યરાત્રિ થતા માર્ગના શ્રમથી તથા ભયથી તેનો ગર્ભ ચલાયમાન થયો, તેથી તેણીના ઉદરમા મહાવ્યથા થવા લાગી કેટલોક કાળ ગયા પછી મહાકષ્ટે તેણીએ સર્વ સુલક્ષણવાળા પુત્રને પ્રસવ્યો અને તેની સ્પર્ધાથીજ જાણે હોય તેમ પૂર્વ દિશાએ બાળ સૂર્યને જન્મ આપ્યો અર્થાત્ સૂર્યોદય થયો તે વખતે તે બાળક અને સૂર્ય એ બેનેજ પરસ્પર ઉપમા ઉપમેયપણે થયુ પછી યુગબાહુની નામવાળી મુદ્રિકા (વીંટી) તે બાળકને પહેરાવી, તેને રત્નકંબળમા વીંટી, તેજ કદલીગૃહમા તેને મૂકી તથા તેના રક્ષણ માટે પોતાના મનને રાખી મદનરેખા પાસેના સરોવરમા સ્નાન કરવા ગઈ ત્યા લૂગડા ધોઈ સ્નાન કરવા માટે તે સરોવરમા પેઠી તેટલામા જળહસ્તીએ વેગથી આવી તેને સુંઢવડે માછલીની જેમ પકડી લીલામાત્રથીજ તેને દડાની જેમ ઉંચે આકાશમા ઉછાળી તે વખતે નંદીશ્વર દ્વીપ તરફ જતા

આ વખતે તમે અરિહંત, સિદ્ધ, સાધુ અને જિનોક્ત ધર્મનુંજ શરણ
કરો. જીવહિંસાદિક અઢાર પાપસ્થાનોનો ત્યાગ કરો. હે બુદ્ધિમાન!
પરલોકનું ભાતું બાંધો. પૂર્વે કરેલા શત્રુની જેવા દુઃખ આપનાર દુરા
ચારોની તમે નિંદા કરો, હે સ્વામી! સર્વ પ્રાણીઓ સાથે પોતાનો
અપરાધ ખમાવો, અને તેમણે તમારા કાંઈ અપરાધ કર્યા હોય તેને તમે
પણ ખમો-માફ કરો. દ્વેષ પોતાનાજ અર્થનો નાશ કરનાર છે માટે તે
દ્વેષનો તમે સર્વથા ત્યાગ કરો અને સર્વ જીવો મારા મિત્ર છે એવી
ભાવના ભાવો. સર્વજ્ઞ અરિહંતને દેવપણે અંગીકાર કરો, ગુણી મુની
ઓને ગુરુ તરીકે અંગીકાર કરો અને જિનોક્તધર્મને ધર્મ તરીકે અં
ગીકાર કરો. હે મહામતિમાન! જીવહિંસા અસત્ય, ચૌર્ય મૈથુન અને
પરિગ્રહનો સર્વથા ત્રિવિધ ત્રિવિધે ત્યાગ કરો. ધન, સ્વજન અને
મિત્રાદિક ઉપર રાગનો અનુબંધ કરશો નહીં, કારણ કે તેઓ પ્રાણી
ઓને સંસારના શરણ રૂપ નથી. ધર્મજ ખરું ધન, ખરો મિત્ર અને
ખરો બંધુ છે એમ હૃદયમાં દૃઢ વિચાર કરો. કારણ કે તે ધર્મજ પ્રા
ણીઓને પરભવમાં સુખ આપનાર દુઃખ કાપનાર છે. હે ધીર! અ
ત્યારથી ચતુર્વિધ આહારનો અને સાવદ્ય કર્મનો સર્વથા ત્યાગ કરો
તથા છેલ્લા શ્વાસોશ્વાસે શરીરનો પણ ત્યાગ કરો. વળી જેનું સ્મરણ
કરવાથી પાપી જીવ પણ અવશ્ય દેવલોકમાં જાય છે સદ્ગતિ પામે
છે તે પંચપરમેષ્ઠિ નમસ્કારનું મનમાં સ્મરણ કરો.' આ રીતે મદ
નરેખાએ ઉત્તમ રીતે આરાધના કરાવી, તે સર્વ યુગબાહુએ મસ્ત
કપર હાથ જોડી ભાવથી અંગીકાર કરી. પછી ક્ષણવારમાં તે મરણ
પામ્યો અને પાંચમા દેવલોકમાં ઈંદ્રનો સામાનિક દેવ થયો. 'અહો!
ધર્મનો કેવો મહિમા છે?'"

તે વખતે ધીરબુદ્ધિવાળી મદનરેખાએ વિચાર્યું કે—"લોભની
જેમ અનર્થના મૂળ રૂપ આ મારા રૂપને ધિક્કાર છે, કે જે રૂપ જોઈ
ક્ષોભ પામેલા રાજાએ પોતાના ભાઈનો પણ ઘાત કર્યો. હા ઇતિ ખેદ!
ક્ષણવિનાશી અને અસાર એવા આ રૂપને માટે ધન તે મૂઢે
કેવું અકાર્ય કર્યું? હવે તે પાપી બળાત્કારથી પણ મારા
શીળનો લોપ કરશે. કારણ કે તે માટેજ તેણે આ અકૃત્ય કર્યું છે પરંતુ
સિંહની કેસરા, સતીનું શીળ અને શેષનાગનો મણિ પ્રાણનો નાશ
અગાઉ-તેના જીવતા કોઈ હરી શકતું નથી. તોપણ હાલતો હું
જઈ મારા આત્માના હિતને માટેજ યત્ન કરૂં, નહીંતો તે

કર્મ પ્રતિકૂળ હોય ત્યા પુરૂસાર્થ શુ કરી શકે? આમ છતા પણ મારે કોઈ પણ રીતે શીળના ભગ તો કરવોજ નથી શુ શેરડી પીલવાનુ કષ્ટ પામ્યા છતા પોતાની મધુરતાનો ત્યાગ કરે છે? આ વિદ્યાધર કામના ઉન્માદથી મત્ત થયેલો હોવાથી કાઇ પણ સમજતો નથી, તેથી આ દુર્બુદ્ધિને કોઇ પણ ઉપાયથી હુ બોધ કરૂ અથવા આને બોધ કરવાના હેતુથી કાઇક કાળક્ષેપ કરૂ કારણ કે અશુભ કાર્ય પ્રાપ્ત થાય ત્યારે કાળક્ષેપ કરવાનુજ પડિતો વખાણે છે ”

આ પ્રમાણે વિચાર કરી તે સતીએ કહ્યુ કે—“ હે દક્ષ! મને આજે નદીશ્વર દ્વીપે લઇ જઇ દેવોને વદાવો ત્યારપછી હુ તમારૂ ઇષ્ટ કરીશ ” તે સાભળી તે વિદ્યાધર હર્ષ પામી તેણીને નદીશ્વર દ્વીપે લઇ ગયો ત્યા વિમાનમાથી ઉતરી તે બન્નેએ હર્ષથી ઋષભાદિક જિનેશ્વરોની પૂજા સહિત વદના કરી પછી ચાર જ્ઞાનને ધારણ કરનાર મણિપ્રભના પિતા મણિચુડ મહામુનિને વદના કરી તેમની પાસે તે બન્ને બેઠા તે વખતે જ્ઞાનના ઉપયોગથી મુનિએ મદનરેખાનુ ચારિત્ર જાણીને પોતાના પુત્ર મણિપ્રભને સમયાનુસાર તેમણે ઉપદેશ આપ્યો કે—“બ્રહ્મચર્ય મોક્ષનુ કારણ છે અને સર્વ સપત્તીને આપનાર છે તે સર્વ પ્રાણીઓએ પોતાની શક્તિ પ્રમાણે સર્વથી અથવા દેશથી પાળાવુ જોઇએ સર્વ કોઇ સ્ત્રીનો ત્યાગ કરવો એ સર્વથી બ્રહ્મચર્ય કહેવાય છે અને પરસ્ત્રીનો ત્યાગ કરવો એ દેશથી બ્રહ્મચર્ય કહેવાય છે તેથી જે મનુષ્ય સમગ્ર સ્ત્રીઓનો ત્યાગ કરવા શક્તિમાન ન હોય, તેણે પણ પરસ્ત્રીનો તો અવશ્ય ત્યાગ કરવો જોઇએ કારણ કે તેના સેવનથી નરકેજ જવાય છે પરસ્ત્રીમા આસક્ત થયેલો પુરૂષ ક્ષણિક સુખનેજ જુએ છે પરતુ તેના સગથી ભવિષ્યમા ઉત્પન્ન થતા અનત દુખોને જોતા નથી જે પરસ્ત્રી સેવવાથી સુખની ઇચ્છા રાખે છે તે મનુષ્ય વિષવલ્લીનુ ફળ ખાઇને જીવવા ઇચ્છે છે તેથી કરીને કલકના સ્થાનરૂપ, કીર્તિરૂપી લતાને કાપવામા કુહાડી સમાન અને નરકના માર્ગને પ્રકાશ કરવામા દીવીરૂપ પરસ્ત્રીનો અવશ્ય ત્યાગ કરવો ” આ પ્રમાણે પિતા-મુનિની દેશના સાભળી પ્રતિબોધ પામેલા મણિપ્રભે મદનરેખાને ખમાવીને કહ્યુ કે—“ હે ભદ્રે! તુ મારી બહેન છે હુ તારૂ શુ ઇષ્ટ કરૂ? તે તુ કહે ” ત્યારે તે પ્રસન્ન થઇને બોલી કે—“હે ભાઇ! આ તીર્થનુ દર્શન કરાવવાથી તમે મારૂ સર્વ ઇષ્ટ કર્યું

યુવાન વિદ્યાધરે ચટકિની જેવી તેને આકાશમાંથી પડતી જોઈ તત્કાલ ઝીલી લીધી પછી તેણીને વૈતાઢ્ય પર્વતપર લઈ ગયો રોતી રોતી મદનરેખાએ તેને કહ્યુ કે—' મહાભાગ્યવાન ! ગઈ રાત્રિએજ અરણ્યમા મે એક પુત્ર પ્રસવ્યો છે, તેને કદલીગૃહમા મૂકી હુ સ્નાન કરવા સરોવરમા ગઈ હતી ત્યા જળહસ્તીએ મને આકાશમા ઉછાળી અને ત્યાથી પડતી મને તમે લઈને અહીં આવ્યા છો, તો તે બાળકને કોઈ શિકારી પશુ મારી નાખશે, અથવા આહારને અભાવે પોતાની મેળેજ મરી જશે તેથી હે સુદર ! તે પુત્ર લાવી આપનાની મારાપર તમે કૃપા કરો. તે પુત્રને અહીં મારી પાસે લાવો અથવા મનેજ ત્યા લઈ જાઓ." તે સાભળી વિદ્યાધરે કહ્યુ—' જો તુ મને ભર્તાર તરીકે અગીકાર કરે તો હુ સદા દાસની જેમ તારી આજ્ઞામા રહુ

મારા પિતાએ મને બન્ને શ્રેણિનુ રાજ્ય આપી ચારણ મુનિની પાસે દીક્ષા ગ્રહણ કરી છે અનુક્રમે વિહાર કરતા તે મારા પિતા મુનિ અહીં આવ્યા હતા અને આજે જ નદીશ્વર દ્વીપ ઉપર યાત્રા કરવા ગયા છે હુ પણ તેમને વાદવા માટે ત્યાજ જતો હતો તેવામા માર્ગમા તને આકાશથી પડતી જોઈ મે લઈ લીધી છે જેમ પડવાના ઉપદ્રવથી મે પણ તારૂ રક્ષણ કર્યું, તેમ કામદેવના ઉપદ્રવથી તુ પણ મારૂ રક્ષણ કર વળી મિથિલા નગરીનો રાજા પદ્મરથ વનમા ક્રીડા કરતો હતો તેને અશ્વે હરણ કરીને તે જ વનમા આણ્યો અને પોતે પુત્ર રહિત હોવાથી તે તારા પુત્રને લઈ ગયો છે અને પોતાની નગરીમા જઈ પુષ્પમાલા નામની પોતાની રાણીને આપ્યો છે તે રાણી પણ તેનુ પુત્રની જેમ રક્ષણ કરે છે આ વૃત્તાત પ્રજ્ઞપ્તિ વિદ્યાથી હુ જાણુ છુ તે કદાપિ અન્યથા હોય જ નહીં માટે તુ પ્રસન્ન થા, શોકનો ત્યાગ કર, યુવાવસ્થાને સફળ કર, અને મને પતિ કરીને સર્વ વિદ્યાધરીઓની સ્વામિની થા, તથા હે સુદર નેત્રવાળી ! હુ તારામા આસક્ત થયો છુ, તેથી તુ દૃષ્ટિવડે તથા વાણીવડે મારી સભાવના કર

આ પ્રમાણે સાભળી સતીએ વિચાર કર્યો કે—" અહો ! કર્મનો વિપાક કેવો છે ? કે જેથી બીજા બીજા વ્યસનો રૂપી અકુરાની હુ પૃથ્વી થાઉ છુ જે શીળનુ રક્ષણ કરવા માટે પુત્ર, રાજ્ય, પરિવાર અને ધનાદિકનો ત્યાગ કરી હુ નીકળી ગઈ તેનાજ ભગનુ કારણ અહીં પણ પ્રાપ્ત થયુ તેથી હુ ધારૂ છુ કે પુણ્યરહિત પ્રાણીઓનો મોટો પુરૂષાર્થ પણ દુઃખને માટેજ થાય છે અથવાતો વિધાતા—

કર્મ પ્રતિકૂળ હોય ત્યા પુરુષાર્થ શુ કરી શકે? આમ છતા પણ મારે કોઈ પણ રીતે શીળનો ભગ તો કરવોજ નથી શુ શેરડી પીલવાનુ કષ્ટ પામ્યા છતા પોતાની મધુરતાનો ત્યાગ કરે છે? આ વિદ્યાધર કામના ઉન્માદથી મત્ત થયેલો હોવાથી કાઇ પણ સમજતો નથી, તેથી આ દુર્બોધને કોઇ પણ ઉપાયથી હુ બોધ કરુ અથવા આને બોધ કરવાના હેતુથી કાંઇક કાળક્ષેપ કરુ કારણ કે અશુભ કાર્ય પ્રાપ્ત થાય ત્યારે કાળક્ષેપ કરવાનુજ પડિતો વખાણે છે ”

આ પ્રમાણે વિચાર કરી તે સતીએ કહ્યુ કે—“ હે દક્ષ ! મને આજે નદીશ્વર દ્વીપે લઇ જઇ દેવોને વદાવો ત્યારપછી હુ તમારુ ઇષ્ટ કરીશ ” તે સાભળી તે વિદ્યાધર હર્ષ પામી તેણીને નદીશ્વર દ્વીપે લઇ ગયો ત્યા વિમાનમાથી ઉતરી તે બન્નેએ હર્ષથી ઋષભાદિક જિનેશ્વરોની પૂજા સહિત વદના કરી પછી ચાર જ્ઞાનને ધારણ કરનાર મણિપ્રભના પિતા મણિચુડ મહામુનિને વદના કરી તેમની પાસે તે બન્ને બેઠા તે વખતે જ્ઞાનના ઉપયોગથી મુનિએ મદનરેખાનુ ચારિત્ર જાણીને પોતાના પુત્ર મણિપ્રભને સમયાનુસાર તેમણે ઉપદેશ આપ્યો કે—“બ્રહ્મચર્ય મોક્ષનુ કારણ છે અને સર્વ સપત્તીને આપનારુ છે તે સર્વ પ્રાણીઓએ પોતાની શક્તિ પ્રમાણે સર્વથી અથવા દેશથી પાળવુ જોઇએ સર્વ કોઈ સ્ત્રીનો ત્યાગ કરવો એ સર્વથી બ્રહ્મચર્ય કહેવાય છે અને પરસ્ત્રીનો ત્યાગ કરવો એ દેશથી બ્રહ્મચર્ય કહેવાય છે તેથી જે મનુષ્ય સમગ્ર સ્ત્રીઓનો ત્યાગ કરવા શક્તિમાન ન હોય, તેણે પણ પરસ્ત્રીનો તો અવશ્ય ત્યાગ કરવો જોઇએ કારણ કે તેના સેવનથી નરકેજ જવાય છે પરસ્ત્રીમા આસક્ત થયેલો પુરુષ ક્ષણિક સુખનેજ જુએ છે પરતુ તેના સગથી ભવિષ્યમા ઉત્પન્ન થતા અનત દુખોને જોતો નથી જે પરસ્ત્રી સેવવાથી સુખની ઇચ્છા રાખે છે તે મનુષ્ય વિષવલ્લીનુ ફળ ખાઇને જીવવા ઇચ્છે છે તેથી કરીને કલકના સ્થાનરૂપ, કીર્તિરૂપી લતાને કાપવામા કુહાડી સમાન અને નરકના માર્ગને પ્રકાશ કરવામા દીવીરૂપ પરસ્ત્રીનો અવશ્ય ત્યાગ કરવો ” આ પ્રમાણે પિતા-મુનિની દેશના સાભળી પ્રતિબોધ પામેલા મણિપ્રભે મદનરેખાને ખમાવીને કહ્યુ કે—“ હે ભદ્રે ! તુ મારી બહેન છે હુ તારુ શુ ઇષ્ટ કરુ ? તે તુ કહે ” ત્યારે તે પ્રસન્ન થઇને બોલી કે—“હે ભાઇ ! આ તીર્થનુ દર્શન કરાવનારી તમે મારુ સર્વ ઇષ્ટ કર્યુ

છે, તેથી વધારે શુ ઇષ્ટ હોય ?" એમ કહી મદનરેખાએ મુનિને કહ્યુ કે—" હે પ્રભુ ! કૃપા કરીને મારા નાના પુત્રનુ વૃત્તાંત કહો કે તે હાલ ક્યા છે ?" મુનિએ કહ્યુ કે—"હે ભદ્રે ! તુ કદલીગૃહમા મૂકી સરોવરમા સ્નાન કરવા ગઇ, તેવામા અશ્વથી હરણ કરાયેલો પદ્મરથ રાજા ત્યા આવ્યો ભમતા ભમતા તે પુત્રને જોઇ પૂર્વના સ્નેહને લીધે તે અત્યંત આનંદ પામ્યો તેવામા તેનુ સૈન્ય પણ આવી પહોચ્યુ પછી તે પુત્રને લઇ તે રાજા પોતાની નગરીમા ગયો, અને પોતાની પ્રિયા પુષ્પમાળાને તે પુત્ર સોપી તેનો જન્મમહોત્સવ કર્યો હે ભદ્રે ! તે તારો પુત્ર ત્યા સુખે સુખે વૃદ્ધિ પામે છે "

આ પ્રમાણે મુનિ કહેતા હતા તેવામા મણિના સ્તંભોથી વિભૂષિત, ઘુઘરીઓની માળાઓવડે શબ્દ કરતુ, તેજવડે સૂર્યનો તિરસ્કાર કરતુ, તોરણોવડે શોભિત, નક્ષત્રોની શ્રેણિ જેમ લટકતી મોતીની માળાઓવડે દેદીપ્યમાન, ઉંચા શિખરવાળુ અને વાજિંત્રના નાદવડે દિશાઓને પૂર્ણ કરતુ એક મનોહર વિમાન આકાશમાથી ત્યા ઉતર્યું તેમાથી મહા તેજસ્વી, ભુષણોથી ભુષિત અને દેવીઓના જય જય શબ્દથી આનંદ પામતો એક દેવ નીચે ઉતર્યો તેણે પ્રથમ મદનરેખાને ત્રણ પ્રદક્ષિણાપૂર્વક નમસ્કાર કર્યા અને પછી મુનિને નમી યોગ્ય સ્થાને તે બેઠો. આ રીતે વંદનાનો અવ્યવસ્થા (ક્રમ) જોઇ મણિપ્રભ મનમા ખેદ પામી બોલ્યો કે—" હે દેવ ! આ જગતમા દેવોએ અને રાજાઓએ નીતિ પ્રવર્તાવી છે, તે નીતિનો જો તેઓજ લોપ કરે તો બીજાને શુ કહેવુ ? હે દેવ ! સમગ્ર સાધુગુણોથી સહિત અને સર્વથા દોષોથી રહિત આ મુનિને મૂકીને પ્રથમ આ સ્ત્રીને તમે કેમ નમન કર્યું ?" તે સાભળી દેવે કહ્યુ કે—" હે ખેચર ! તમે જે કહ્યુ તે સત્ય છે, પરંતુ આમ કરવાનુ કારણ સાભળો —સુદર્શન નામના નગરમા મણિરથ નામે રાજા હતો તેણે પોતાના નાના ભાઇની વહુ ઉપરના રાગને લઇને વસંતઋતુમા ઉદ્યાનમા રહેલા પોતાના નાના ભાઇ યુગબાહુને ખડ્ગવડે મારી નાખ્યો તે વખતે કંઠમા રહેલા પ્રાણવાળા યુગબાહુને આ મદનરેખાએ જૈનધર્મ પમાડી નિર્યામણા કરાવી હતી, તેના પ્રભાવથી તે યુગબાહુ મરીને બ્રહ્મદેવલોકમા દશ સાગરોપમના આયુષ્યવાળો ઇંદ્રનો સામાનિક દેવ થયો છે, તેજ હુ આ પુણ્યવતીના દર્શન કરવા અહીં આવ્યો છુ આ બુદ્ધિશાળીએ

મને સમકીત સહિત જિનધર્મ પમાડ્યો છે તેથી એ મારી ધર્મગુરૂ છે, તેથીજ મે તેને પ્રથમ નમસ્કાર કર્યો છે કેમકે શાસ્ત્રમા કહ્યુ છે કે—' સાધુ અથવા ગૃહસ્થી જે કોઇએ જેને શુદ્ધ ધર્મમા સ્થાપન કર્યો હોય, તેજ ધર્મ પમાડનાથી તેનો ધર્મગુરુ છે "

આ પ્રમાણ સાભળી ખેચરે મનમા વિચાર કર્યો કે—"અહો! જૈનધર્મનો પ્રભાવ આ જગતમા અદ્ભુત છે, કે જે ક્ષણમાત્ર પણ સેવન કરવાથી અનુપમ સુખ આપે છે " પછી ત્યા આવેલ દેવે મદનરેખાને કહ્યુ કે—" હે ભદ્રે! તારૂ શુ વાછિત હુ કરૂ?" તે બોલી—" હે દેવ! તત્ત્વથી વાછિત કરવામા તમે શક્તિમાન નથી. કારણ કે જન્મ, જરા, મરણ અને રોગાદિકથી રહિત થઇ મોક્ષનુ સુખ મને વાછિત છે તેનો બીજો કોઇ આપી શકતો નથી, માત્ર પોતાના ઉદ્યમથીજ સાધી શકાય છે તથાપિ હે દેવ! મને મિથિલા-નગરીમા મૂકો, કે જેથી ત્યા પુત્રનુ સુખ જોઇને પછી મારા પરલો-કનુ હિત કરૂ ' તે સાભળી તરતજ તે દેવે તેણીને મિથિલાનગરીમા મુકી તે નગરી મલ્લીનાથ અને નેમિનાથ એ બે તીર્થંકરોના જન્મ, દીક્ષા અને કેવળ એ ત્રણ કલ્યાણકોનુ સ્થાન છે ત્યા પ્રથમ જિને-શ્વરોને નમસ્કાર કરી તે મદનરેખા અને દેવ બન્ને સાધ્વીને ઉપાશ્રયે ગયા અને સાધ્વીઓને વદના કરી તેમની પાસે બેઠા તેમને મુખ્ય સાધ્વીએ ઉપદેશ આપ્યો કે—" મનુષ્યજન્મ પામીને ધર્મ તથા અધર્મનો વિપાક જાણી ઉત્તમ પુરૂષે ધર્મ કરવો યોગ્ય છે પ્રાણી-ઓને ધન, શરીર, બધુઓ વિગેરે સર્વ નાશ પામે છે, પરતુ એક જૈનધર્મ કદાપિ નાશ પામતો નથી " ઇત્યાદિક દેશના સાભળ્યા પછી દેવે મદનરેખાને કહ્યુ કે—" હે ભદ્રે! ચાલ આપણે પુત્રનુ મુખ જોવા માટે રાજમદિરમા જઇએ " ત્યારે તે બોલી કે—" દુખના સમૂહને આપનાર એવા તે પ્રેમે કરીને મારે સર્યુ ભવમા ભ્રમણ કરતા પ્રાણીઓને કોણ કોણ બધુ કે અબધુ નથી થયા? તેથી હુ તો હમણા અહી જ દીક્ષા લઇશ તમે તમારૂ ઇચ્છિત કરો " તે સાભળી દેવ સાધ્વીઓને તથા મદનરેખાને નમી સ્વર્ગે ગયો પછી તરતજ બુદ્ધિશાળી મદનરેખાએ તે સાધ્વીની પાસે દીક્ષા ગ્રહણ કરી તેણીનુ નામ સુવ્રતા રાખવામા આવ્યુ પછી તે દુસ્તપ તપ આચરવા લાગી.

અહી પેલા મદનરેખાના બાળકના પ્રભાવથી સર્વ શત્રુ રાજા-ઓ પણ પદ્મરથ રાજાને નમવા લાગ્યા તે જોઇ પ્રસન્ન થયેલા રાજાએ

મહોત્સવપૂર્વક તેનું નમિ નામ પાડયું પાંચ સમિતિવડે સાધુધર્મની
જેમ તે નમિકુમાર પાંચ ધાત્રીઓવડે પાલન કરાતો વૃદ્ધિ પામવા
લાગ્યો તે આઠ વર્ષનો થયો ત્યારે મહોત્સવપૂર્વક કળા શીખવા
માટે તેને કળાચાર્ય પાસે રાજા લઈ ગયા તે બુદ્ધિમાન કુમાર અનુક્રમે
કળાચાર્યે એકજ વાર બતાવેલી સર્વ કળાઓ શીખી ગયો અનુ
ક્રમે લાવણ્યરૂપી જળના સમુદ્રરૂપ તે કુમાર યુવાવસ્થા પામ્યો તે
વખતે દેવીઓને પણ કામના કરવા લાયક તેનું સ્વરૂપ થયું પછી
પદ્મરથ રાજાએ ઇક્ષ્વાકુ વંશની એક હજાર ને આઠ કન્યાઓ તેને
પરણાવી દેવીઓની સાથે ઇંદ્રની જેમ તે સ્ત્રીઓની સાથે વિષયસુખ
ભોગવતા તેણે કેટલોક કાળ નિગમન કર્યો એકદા નમિને રાજ્યપર
બેસાડી પદ્મરથ રાજા દીક્ષા લઈ અનુક્રમે મોક્ષપદ પામ્યા ત્યારપછી
નમિરાજા એવી રીતે ન્યાયપૂર્વક રાજ્યનું પાલન કરવા લાગ્યા કે જેની
અન્યાય એવો શબ્દ પણ અર્થરહિત થવાથી પૃથ્વીપર રહ્યો નહીં

અહીં જે રાત્રિએ મણિરથ રાજાએ પોતાના ભાઈ યુગબાહુને
માર્યો તે જ રાત્રિમાં સર્પના ડંશથી મરીને તે ચોથી નરકે ગયો
તેથી તેના રાજ્યપર મંત્રી વિગેરે યુગબાહુના પુત્ર ચંદ્રયશાને સ્થાપન
કરી તે બન્ને ભાઈઓનો એક સાથે જ દેહસંસ્કાર કર્યો ત્યારપછી
ચંદ્રયશા રાજા નીતિપૂર્વક પિતાની જેમ પ્રજાનું પાલન કરવા લાગ્યો

એકદા નમિરાજાના રાજ્યનો આભૂષણ શ્વેત પટ્ટહસ્તી ઉન્મત્ત
થઈ બંધનસ્તંભને ઉખેડી વિંધ્યાચળ તરફ ચાલ્યો માર્ગમાં સુદર્શન
પુરની પાસે થઈને જતા તે હાથીને ચંદ્રયશાના સેવકોએ જોયો તેથી
તેઓએ રાજાને કહ્યું કે- "કોઈ શ્વેત હસ્તી જાય છે" તે સાંભળી
રાજાએ ચિરકાળ ભ્રમણ કરી થાકી ગયેલા તેને શીઘ્ર વશ કરી
પોતાના પુરમાં પ્રવેશ કરાવ્યો આ વાત ચરપુરુષો પાસેથી જાણી
નમિરાજાએ તે હસ્તી પાછો માગવા માટે પોતાનો દૂત ચંદ્રયશા પાસે
મોકલ્યો તે દૂતે જઈ ચંદ્રયશા રાજાને કહ્યું કે-"હે રાજા! અમારા
નમિરાજા મારા મુખદ્વારે તમને કહે છે કે-તમે જે શ્વેત હસ્તી ગ્રહણ
કર્યો છે તે મારો છે માટે તેને જલદી મોકલી આપો કેમકે પારકી
વસ્તુ સ્થિર થઈને રહી શકતી નથી" તે સાંભળી ચંદ્રયશાએ કહ્યું
કે-"હે દૂત! નમિએ આ શું કહ્યું? એમ માગ્યા રત્ન કોઈ આપતુ-
જ નથી, તેમજ તે રત્ન કોઈના નામના ચિન્હવાળા હોતા નથી

પરંતુ જે બળવાન હોય તેજ તે રત્ન ગ્રહણ કરે છે કારણ કે આ પૃથ્વી વીરપુરુષને ભોગવવા લાયકજ છે " આ પ્રમાણેના ચંદ્રયશાના વચનો દૂતે નમિરાજાને જઈ કહ્યા તે સાંભળી ક્રોધ પામેલા નમિરાજાએ તરત જ પ્રયાણની ભેરી વગાડવી અને તે સૈન્ય એકઠું કરી અવંતી દેશ તરફ ચાલ્યો તેને આવતો સાંભળી ચંદ્રયશા રાજા પણ તેની સન્મુખ જવા તૈયાર થયો પરંતુ જ્ઞાની પુરુષોની જેમ નિરુદ્ધ શકુનોએ તેને જતો અટકાવ્યો તે વખતે પ્રધાનોએ તેને કહ્યું કે-' હે સ્વામી ! હાલ તો પુરના દરવાજા બંધ કરી સાવચેતીથી રહો પછી જેમ યોગ્ય જણાય તેમ કરજો " તે સાંભળી ચંદ્રયશાએ તેમ કર્યું અને નમિએ આવી સૈન્યવડે તેનું પુર રૂંધી લીધું

આ વાત સુવ્રતા આર્યાએ સાંભળી ત્યારે તેણે વિચાર કર્યો કે-' આ બન્ને ભાઈઓ ઘોર મનુષ્યોનો ક્ષય કરવાથી નરકમાં જશે. તેથી તેમને હું બોધ કરું " એમ વિચારી મહત્તરા સાધ્વીની રજા લઈ બીજી સાધ્વીઓને સાથે લઈ નમિરાજા પાસે આવી તેણીને નમસ્કાર કરી આસન આપી નમિરાજા નીચે પૃથ્વીપર બેઠો પછી તે આર્યાએ ધર્મોપદેશ આપી તેને કહ્યું કે—' હે રાજા ! રાજ્યલક્ષ્મી અસાર છે, ભોગો અતિ દારુણ છે અને પાપીઓની ગતિ નિરંતર દુઃખદાયક નરકમાંજ થાય છે તેથી આ યુદ્ધનો આરંભ મૂકી દો વળી મોટાભાઈની સાથે યુદ્ધ કરવું શું યોગ્ય છે ?' તે સાંભળી નમિએ પૂછ્યું કે—" આ રાજા મારો મોટો ભાઈ શી રીતે થાય ? " ત્યારે સાધ્વીએ તેને પોતાનું સર્વ વૃત્તાંત કહ્યું તો પણ નમિરાજાએ અહંકારને લીધે યુદ્ધનો આગ્રહ છોડ્યો નહીં ત્યારે તે સાધ્વી પુરમાં પ્રવેશ કરી ચંદ્રયશા પાસે ગઈ તે રાજાએ પોતાની માતાને ઓળખી, તેથી તે અશ્રુસહિત માતાને નમ્યો પછી માતાને આસન આપી પોતે પૃથ્વીપર બેઠો તે વખતે અંતઃપુરના સર્વ જનોએ આવી અશ્રુ સહિત તેણીને નમસ્કાર કર્યા પછી ચંદ્રયશાએ ગદ્‌ગદ્‌ સ્વરે માતાને પૂછ્યું કે- હે માતા ! આ દુષ્કર વ્રત તમે શા માટે અંગીકાર કર્યું ?" સાધ્વીએ પોતાનું સર્વ વૃત્તાંત કહ્યું ત્યારે તેણે પૂછ્યું કે—' તે મારો સહોદર ભાઈ ક્યાં છે ?" સાધ્વીએ કહ્યું—' જેના વડે તું રૂંધાયો છે તેજ તારો નાનો ભાઈ છે " તે સાંભળી રાજા અત્યંત આનંદ પામ્યો તરતજ તે ભાઈને જોવાની ઉત્કંઠાથી તેની પાસે ચાલ્યો તેને આવતો સાંભળી નમિરાજા

તેની સન્મુખ જઈ તેના પગમાં પડ્યા તેને ચંદ્રયશા રાજાએ બે હાથવડે ઉભા કરી ગાઢ આલિંગન દઈ આનંદપૂર્વક મોટા ઉત્સવવડે પુરપ્રવેશ કરાવ્યો અને ભાઈના સમાગમથી તેણે પોતાનો જન્મ કૃતાર્થ માન્યો પછી ચંદ્રયશા રાજા નમિનેજ પોતાના રાજ્યપર સ્થાપન કરી પોતે દીક્ષા લઈ પૃથ્વીપર વિચરવા લાગ્યા

નમિરાજાએ ચિરકાળ સુધી ન્યાયથી બન્ને રાજ્યનું પાલન કર્યું ત્યારપછી એકદા તેના શરીરમાં અતિ દુસહ દાહજ્વર ઉત્પન્ન થયો. તે વ્યાધિથી તેને કાંઈપણ ચેન પડતું નહીં વૈદ્યોએ તેના ઘણા ઘણા ઉપાયો કર્યા, પરંતુ તે સર્વ મૂર્ખને વિષે હિતશિક્ષાની જેમ નિષ્ફળ ગયા ચિકિત્સા કરી કરીને થાકી ગયેલા વૈદ્યોએ અસાધ્ય વ્યાધિ કહીને તેનો ત્યાગ કર્યો, તેથી રાહુ જેમ ચંદ્રને પીડે તેમ વ્યાધિએ રાજાને ઘણી પીડા ઉપજાવવા માંડી છેવટ ચંદનના રસથી રાજાને કાંઈક શાંતિ જણાતી હતી તેથી તેની રાણીઓ પોતે ચંદન ઘસવા લાગી પરંતુ તેમણે હાથમાં ઘણા કંકણો પહેરેલા હોવાથી તેના ખખડાટનો શબ્દ રોગી રાજાના કાનને અતિ વ્યથા કરવા લાગ્યો તેથી રાજાએ કહ્યું કે—“ રોગાતુર માણસને જેમ મૃદંગાદિક વાજિંત્રનો શબ્દ દુખદાયક થાય છે તેમ વ્યાધિવાળા મને આ કંકણનો શબ્દ દુખદાયક લાગે છે ” તે સાંભળી રાણીઓએ પોતાના હાથમાં માત્ર સૌભાગ્યના ચિન્હરૂપ એક એક કંકણ રાખી બાકીના સર્વ કંકણો ક્રમે ક્રમે ઉતારી નાખ્યા તેથી ચંદન ઘસતી વખતે કાંઈપણ શબ્દ થયો નહીં ત્યારે રાજાએ કહ્યું કે—“ કંકણનો શબ્દ સંભળાતો નથી તેથી હું ધારું છું કે પ્રમાદી થયેલી દેવીઓ હવે ચંદન ઘસતી નથી તે સાંભળી મંત્રીએ કહ્યું કે—હે દેવ ! સર્વ દેવીઓ ચંદન તો ઘસેજ છે પરંતુ તેમના હાથમાં એક એકજ કંકણ હોવાથી તેનો શબ્દ હવે થતો નથી તે સાંભળી મોહનો નાશ થવાથી રાજાને વિચાર થયો કે—“ ઘણાના સમાગમથીજ દોષ ઉત્પન્ન થાય છે અને એકલામાં કાંઈપણ દોષ થવાનો સંભવ નથી ઘણા કંકણો સાથે હતા ત્યારે તેનો શબ્દ થતો હતો, હવે જ્યારે તે એકલા થયા ત્યારે તેનો બિલકુલ શબ્દ થતો નથી તેથી કરીને એમ સિદ્ધ થાય છે કે પ્રાણીઓને આ સંસારમાં સમગ્ર પ્રકારનો સંગજ દુઃખકારક છે અને સર્વ સંગનો ત્યાગ કરી જે એકલા રહેવું તેજ મહા આનંદનો હેતુ છે. તેથી જો કદાચ મારો આ દાહ શાંત થશે તો હું તરતજ ચારિત્ર કરીશ ”

આ પ્રમાણે વિચારી શાંત ચિત્તે રાજા સુઇ ગયા અને તરતજ નિદ્રાવશ થઇ ગયા તેજ કાર્તિક માસની પૂર્ણિમાની રાત્રિએ રાજાને પુણ્યપ્રભાવથી છ માસનો દાહ તત્કાળ શાંત થઇ ગયો પ્રાતઃકાળનો સમય થતાં રાજાને સ્વપ્ન આવ્યું તેમાં તેણે પોતાને મેરૂપર્વતના શિખરપર રહેલો જોયો. પછી પ્રાતઃકાળના વાજિત્રના નાદથી રાજા જાગૃત થયા, ત્યારે તેણે હર્ષ પામી વિચાર્યું કે—"અહો! આજે મેં ઉત્તમ ફળવાળું સ્વપ્ન જોયું છે, પરંતુ આવો પર્વત મેં કોઇ વખત જોયો છે" એમ વિચારતાં તેને જાતિસ્મરણ જ્ઞાન થયું તેથી જાણ્યું કે—"પૂર્વ જન્મમાં મનુષ્ય ભવમાં હું દીક્ષા પાળી દેવ થયો હતો ત્યાંથી જિનેશ્વરના જન્મોત્સવમાં હું ગયો હતો ત્યારે મેં મેરૂ પર્વત જોયો હતો તેજ પર્વત આજે મેં સ્વપ્નમાં જોયો છે" આ પ્રમાણે વિચારી મોહજાળનો નાશ કરી મસ્તકના કેશનો લોચ કરી તથા દેવે આપેલો મુનિવેષ ધારણ કરી તે નમિરાજર્ષિ પૃથ્વીપર વિચરવા લાગ્યા અને નિરતીચાર ચારિત્ર પાળી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી અનેક ભવ્યાત્માઓને બોધ કરી, અનંત એવા મોક્ષ સુખને પ્રાપ્ત થયા

પ્રિય વાચકો! આ ઉપર જણાવેલા દૃષ્ટાંતને હૃદયમાં સ્થાપી આત્મિક ઉન્નતિને આપનારી એકત્વ ભાવનાને સદા ભાવજો, અને તેથી તમારા મનુષ્યજીવનને સફળ કરજો અને તે પવિત્ર ભાવનાના પ્રભાવને દર્શાવનારૂં નીચેનું કાવ્ય તમારા કંઠમાં સદા ધારણ કરજો—

"एक एवागत प्राणी, एक एव गमिष्यति ।
एको मुक्ष्यति भाग्येन, फल तत्पुण्यपापयो." ॥ १ ॥

"પ્રાણી એકલો આવ્યો છે અને તે એકલો જવાનો છે, પુણ્ય અને પાપનું ફલ પણ કર્મપ્રમાણે તે એકલોજ ભોગવવાનો છે" ૧

श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलङ्कृता—
स्तच्छिष्या विजयप्रपूर्वकमला सूरीश्वरा राजिता ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेपात्र संभाविता ।
स्वस्वांते शुभभावना भविजनस्वांतप्रमोदप्रदा ॥ १ ॥



## ५ अन्यत्व भावना.

अयमात्मा स्वभावेन, शरीरादेर्विलक्षण· ।
चिदानन्दमय शुद्धो, वद्धः प्रत्येकवानपि ॥ १ ॥

પ્રાણી કર્મબંધની દૃષ્ટિથી જુવે તો તેને આત્મા બંધરૂપ અને પ્રત્યેકરૂપ પણ જાણવો અને સ્વભાવની દૃષ્ટિથી જુવે તો તે આત્મા શરીર આદિથી વિલક્ષણ અને ચિદાનંદમય શુદ્ધ જાણવો ૧

अन्यत्व कि न पश्यन्ति, जडा जन्मग्रहार्दिता ।
यज्जन्ममृत्युसपाते, सर्वेणापि प्रतीयते ॥ २ ॥

એ પ્રમાણે શરીર અને આત્મા જુદા છે, તો પણ સંસારરૂપ પિશાચથી પીડાએલો મૂઢ પ્રાણી કેમ નથી દેખતો ? કે એ અન્યપણું જન્મ તથા મરણના સંપાતમાં સર્વ લોકોની ખાત્રીમાં આવે છે ૨

पूत्रमित्रकलत्राणि, वस्तूनि च धनानि च ।
सर्वथान्यस्वभावानि, भावय त्व प्रतिक्षणम् ॥ ३ ॥

હે આત્મન્ ! આ જગતમાં પુત્ર, મિત્ર અને સ્ત્રી તેમજ બીજી વસ્તુઓ તથા દ્રવ્ય સર્વ પ્રકારે અન્ય સ્વભાવવાળા છે, એક સ્વભાવવાળા નથી એવી ભાવના તારા હૃદયમાં ક્ષણે ક્ષણે કરજે ૩

આ સુબોધક પદ્યો ઉપરથી અન્યત્વ ભાવનાનું શુદ્ધ સ્વરૂપ સમજાય છે, તેથી ચેતન-સ્વરૂપ આત્માને તે ઉપરથી ખરેખરો બોધ લેવાનો છે જૈન-મહાત્માઓ પોતાના આત્માને સંબોધીને કહે છે કે, હે આત્મન્ ! તું પોતે શુદ્ધ-સ્વરૂપી છે, તે પરપુદ્ગલોમાં પ્રવેશ કર્યો છે પરપ્રવેશ કરવો એ પોતાનોજ ઘાતક બને છે, એ કથન સત્ય છે તેને લઈને તને આધિ, વ્યાધિ અને ઉપાધિ રૂપ અનેક કષ્ટો પ્રાપ્ત થાય છે તે પરપ્રવેશના આવેશથી તારામાં મમત્વના અંકુરો પ્રગટી

આવે છે, જે અકુરો તને તારા જીવનમા શલ્યરૂપ બને છે, માટે તારા જીવનને જો નિરૂપાધિક અને આનદમય બનાવવુ હોય તો તુ તેની અદર અન્યત્વ ભાવનાનો પૂર્ણ પ્રકાશ પાડજે ” તે જૈનમહાત્માઓના આ શબ્દો મનન કરવા યોગ્ય છે

પૂર્વકર્મોના યોગથી આ સમારમા જે કાઈ મળી આવે છે, તેની અદર મમત્વ ન રાખવાને માટે અન્યત્વ ભાવના ઉપયોગી છે એટલે જે કાઈ જોડાઈ આવેલ છે, તે અન્ય છે,—આત્મીય નથી, એવી ભાવના ભાવવી, તે અન્યત્વ ભાવના છે

મમત્વનો બધ અતકરણની વૃત્તિ સાથે થાય છે, તેથી વિશ્વના સર્વ બાહ્ય પદાર્થોના યોગમા આત્મીય ભાવ પ્રગટે છે એટલે મનુષ્ય પોતાને જે પ્રાપ્ત થયુ છે, તેમા મમત્વ બાધે છે તે મમત્વને લઈને રાગદ્વેષ વગેરે કષાયો થયા કરે છે અને તેથી આગળ વધતા વધતા મનુષ્ય અનેક પ્રકારની વિટબના ભોગવે છે તેથી દરેક મનુષ્યને મમત્વનો બધ શિથિલ કરવાને આ અન્યત્વની ભવ્ય ભાવના ભાવનાની આવશ્યકતા છે

આ જગતમા જે ઘણામા ઘણા દુખી માણસ છે અને ઘણામા ઘણા દુખની બુમ પાડનારા છતા તેમાથી છુટવાનો ઉપાય ન કરનારા માણસ છે, તે આ અન્યત્વ ભાવનાના પ્રયોગને નહી જાણનારા અને નહી અનુભવનારા છે એમ સમજવુ

આ વિશ્વના પરમ ઉદ્ધારક અને મહોપકારી ત્રિભુવન પૂજ્ય ભગવાન્ તીર્થંકરોએ આ સર્વોપયોગી ભાવનાની પરૂપણા કરી છે તેને માટે વિદ્વાનો નીચેનુ પદ્ય ગાય છે —

आत्मपुद्गलसबन्ध विचार्य सुविवेकत ।
अन्यत्व भावयन्नात्मा मुच्यते ममताग्रहात् ॥ १ ॥

જો ભવ્ય મનુષ્ય પોતાના આત્મા અને પુદ્ગલોનો સબધ સારા વિવેકથી વિચારે તો તેનો આત્મ અન્યત્વ ભાવનાને ભાવતો થકો મમતાના ગ્રહમાથી મુક્ત થાય છે આ સુબોધક પદ્ય ઉપર

વિચાર કરનારા મનુષ્યની મનોવૃત્તિમા તત્કાળ પ્રબોધનો પ્રકાશ પડી જશે, એટલે તેના નિર્મલ હૃદયમા આ પ્રમાણે વિચારમાળા પ્રકટ થશે દેહાદિથી માંડીને આ સસારના સર્વ પદાર્થો પર-વસ્તુ છે તારા આત્મસ્વભાવથી ભિન્ન છે, એમ સમજજુ જે પદાર્થો મેળવવાને માટે તુ તારા આત્મસ્વભાવને ભુલી જાય છે, તે પદાર્થો તારા નથી, તે અચળ રહેવાના નથી અને તારા જીવનને સુધારનારા નથી આત્મ-સ્વરૂપરૂપી ઉચા શિખર ઉપર ચડવાના ત્રણજ પગથીઆ છે, તેના નામ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે જો તુ તે ત્રણ પગથીયા ઉપર ચાલીશ તો તને આત્મસ્વરૂપનુ ઉચુ શિખર પ્રાપ્ત થશે હે આત્મન્! તે શિખર ઉપર જતા તને અનેક જાતના અતરાયો આવશે તે અતરાયો પર-વસ્તુઓ તરફથીજ આવશે તેથી તે પર-વસ્તુઓ ઉપર તદ્દન ઉપેક્ષા રાખજે તે વસ્તુઓ તારી હિતકારી નથી પણ અહિત કારી છે તે તારા ધ્યાનમા રાખજે

હે ચેતન! શાસ્ત્રકારોએ આ સસારને એક ચકડોળની ઉપમા આપી છે તે ચકડોળ ઉપર ચડેલો જીવ ભ્રમથી પોતાના આત્મસ્વરૂપને ભૂલી જાય છે અને પર-વસ્તુમા આત્મબુદ્ધિ ધારણ કરે છે, તે પામર જીવ પ્રથમતો પોતાના કુટુબ તરફ મમત્વની જાળ બાંધે છે અને તેમા પોતે ફસી પડે છે, મમતારૂપ ગ્રથિમા ગુથાઈ ગયેલો મોહી જીવ, પોતાની મનોવૃત્તિમા આ પ્રમાણે વિચાર કરે છે, "આ સઘળુ કુટુબ મારૂ છે મારી સત્તા નીચે રહી તે કાયમ અને સુખ કારી થયા કરવાનુ છે તે સદાકાળ એકજ સ્થિતિમા મારા ભેગુ રહેવાનુ છે આ સર્વ કુટુબનો મારે કોઈ દિવસ વિયોગ થવાનો નથી હુ મારા કુટુમ સાથે સદાકાળ આનદમાજ રહેવાનો છુ" હે ચેતન! તારી આ ભાવના તદ્દન ખોટી છે તારે વિચાર કરવો જોઈએ કે, જે વસ્તુ કેવળ અન્યત્વ અને અસ્થિર સ્વભાવ વાળે છે તે કોટી ઉપાયે પણ સ્થિર રહેવાની નથી, કારણકે, જે કુટુબીઓ તારા ઘરમા એકઠા થયા છે, તે બધાના કર્મો જુદા જુદા છે તેઓ પોતપોતાના કર્માનુસારે જેવી રીતે આવ્યા છે, તેવી રીતે પાછા ચાલ્યા જવાના છે તેને માટે નીચેના પદનુ સ્મરણ કરજે

मित्र कलत्रामितर परिवारलोको ।
भोगैकसाधनमिमा किल सपदो न ॥

एक क्षणः स तु भविष्यति यत्र भूयो ।
नायं न यूयमितरे न वयं न चैते ॥ १ ॥

ભાવાર્થ—અમારા મિત્ર, સ્રી, બીજો પરિવાર લોક અને ભોગના સાધનરૂપ આ અમારી સંપત્તિઓ અત્યારે દેખાય છે, પરંતુ કોઈથી એક એવો સમય આવશે કે જેમા આ મિત્રાદિ પરિવાર, તેમ બીજાઓ, અમો અને તેઓ કોઈ દેખાશે નહીં

આ ઉપરથી તારા સમજવામા આવશે કે, સર્વ પ્રાણીઓ કર્મના તાબામા રહી ચતુર્વિધ ગતિઓમા ફર્યા કરે છે આ સંસાર એ વિશાળ ધર્મશાળા છે, તેની અંદર એક કુટુબરૂપ ખડમા મુસાફરોની જેમ અનેક જીવો કુટુબીરૂપે એકઠા થાય છે જ્યારે તેમને બીજે જવાનો સમય આવે ત્યારે તેઓ પોતપોતાને સ્થાને ચાલ્યા જાય છે પ્રત્યેક જીવે આ દૃષ્ટાંત હૃદયમા રાખી કોઈ પણ કુટુબીજન ઉપર મોહ અને મમતા રાખવી ન જોઈએ મોહ અને મમતા એ આત્મસ્વરૂપને ભુલાવવામા સાધનરૂપ બને છે શાસ્રકાર કહે છે કે, “મનુષ્યને મોહ અને મમત્વ સંસારના મહાસાગરમા ખેચી જાય છે, તેથી તે બન્ને દુર્ગુણોને દૂર કરવા મનુષ્યે પ્રતિક્ષણ પ્રયત્ન કરવો ” તે મોહ અને મમત્વનો દૃઢ બંધ પ્રથમ શરીર ઉપરથી શીરૂ થાય છે અધ્યાત્મકલ્પદ્રુમના કર્તાએ તેથીજ આ શરીરને કારાગૃહની ઉપમા આપી છે કારાગૃહના કરતા પણ વધારે ખરાબ છે મૂર્ખ માણસ પણ કારાગૃહમાથી છુટવાની મારગ જોવે છે, ત્યારે તુ શરીરરૂપી કારાગૃહને પાલણપોષણથી વધારે મજબુત કરવા માગે છે એ તારી કેટલી મૂર્ખતા? વળી જે શરીર-કારાગૃહને માટે તુ ગમે તેટલી કાળજી રાખે છે, છતા છેવટે તે પણ તારાથી બચાવી શકાવાનુ નથી, તે યાદ રાખજે તે પણ છેવટે તારાથી જુદુ પડવાનુ છે કારણ કે, તે પરવસ્તુ છે, તેથી જો તુ તારૂ શ્રેય કરવા ચાહતો હોય તો તે શરીરનો સદુપયોગ કરજે જ્યારે તુ તારા શરીરથી ધાર્મિક બળ મેળવવા યત્ન કરીશ ત્યારે તારા શરીરનો સદુપયોગ થશે

હે ચેતન! છેવટે તને પ્રાર્થના પૂર્વક કહેવાનુ કે, આ સંસારની સર્વ પરવસ્તુઓના યોગ મમત્વને છોડી દઈને તેમના સં

વિયોગમા રાગદ્વેષ ન કરતા તારા આત્મની ચિંતા કરજે આ મનુષ્ય ભવ અમૂલ્ય છે, તેનો જે જે સમય જાય છે, તે ઘણો કીંમતી છે તેમા જો તુ તારૂ હિત નહીં કરે અને દુર્ગતિના કારણ જે રાગ, દ્વેષ, કામ ક્રોધ અને લોભાદિ કષાયોથી તારા આત્માને નહીં મુકાય તો નરક તથા તિર્યંચ ગતિમા પરાધિન થયા પછી તુ શુ કરી શકીશ? જેને માટે તુ નીચેના પદ્યનુ મનન કરજે

कषायेभ्य स्वयमात्मा यावन्नो मुच्यते जनै ।
कर्माधीन पतन्नात्मा नो मोक्तु शक्यते तत ॥ १ ॥

ભાવાર્થ—જ્યા સુધી લોકો પોતાના આત્માને કષાયોથી છોડવા જાતે યત્ન કરતા નથી, પરંતુ પાછળથી કર્મોને આધીન થઈ નરકાદિ ગતિમા પડતો એવો તે આત્મા શી રીતે મુક્ત કરી શકાશે?

હે ચેતન! આ અન્યત્વ ભાવના ભાવવાથી તારા હૃદય આગળ અજ્ઞાન અંધકારને દૂર કરનાર જ્ઞાનની જ્યોતિ પ્રગટ થઈ આવશે એટલે તને ખાત્રી થશે કે, આત્માનો સ્વભાવ દ્રવ્યકર્મ, ભાવકર્મ અને નોકર્મથી અન્ય છે એમ જાણી અન્યત્વને સિદ્ધ કરી એકત્વ ભાવનાને ભાવો

श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलङ्कृता-
स्तच्छिष्या विजयप्रपूर्वकमला सूरीश्वरा राजिता ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेपात्र सभाविता ।
स्वस्वाते शुभभावना भविजनस्वांतप्रमोदप्रदा ॥ १ ॥



# ६ अशुचि भावना



જયારે આત્મા પ્રતિ અન્યત્વ ભાવના સિદ્ધ થાય છે, એટલે આત્મા અને દેહનો મબર ભિન્ન દેખાઈ આવે છે તે ઉદ્દેશને લઈને દેહ અશુચિ છે અને આત્મા શુચિ છે એવુ ભાન લાવનાની આવશ્યકતા ઉપસ્થિત થાય છે તેથી અન્યત્વ ભાવના પછી અશુચિ ભાવનાનો ક્રમ ગોઠવાયો છે

આ અશુચિ ભાવના મનુષ્યને શારીરિક મોહ દૂર કરવામા સહાયભૂત થાય છે આ ભાવનાના બળથી ભવ્ય મનુષ્યના હૃદય ઉપર શરીરના સૌદર્ય તરફ વૈરાગ્ય ભાવનાની એવી દૃઢ જાગ્રતિ થાય છે કે, જેથી તે શારીરિક મમતા અને અહતાનો ત્યાગ કરવાને સત્વર સમર્થ બની જાય છે

મનુષ્ય જીવનને નિર્મોહ સ્થિતિનુ સ્વરૂપ દર્શાવવાને ઉપયોગી એવી આ ભાવના ભાવતા તેના અધિકારી આત્માના મુખમાથી આ પ્રમાણે ઉદ્ગારો નીકળે છે—હે ચેતન, જેની ઉપર તને સપૂર્ણ રાગ છે અને જેનુ પોષણ કરવાને માટે તુ હમેશા સજ્જ રહે છે તે આ તારી કાયા અશુચીમય છે તેમા મનને રજન કરવાનુ શુ છે? અશુચીના ભડાર જેવી અને કાળમા વીંખાઇ જનારી એ કાયાની સ્થિતિને જોઈ ચોથા સનતકુમાર ચક્રવર્તીએ તે તરફ મિથ્યા માન અને મોહ છાડી દીધા હતા, મહાનુભાવ સનતકુમાર ચક્રવર્તીનુ ચરિત્ર અશુચિ ભાવનાનો ઉત્તમ બોધ આપે છે તે મહાન્ ધર્મવીરનુ વૃત્તાત આ પ્રમાણે છે—

આ ભરતક્ષેત્રની પવિત્ર ભૂમિ ઉપર શ્રીમાન્ ગજરાજેશ્વર સનત્કુમાર ચક્રવર્તી થયા હતા, તેઓ વિવિધ પ્રકારની સપત્તિઓના ભોક્તા હતા આ વિશ્વના ઊંચી જાતના ભોગવિલાસો તે મહાનુભાવને પ્રાપ્ત થયા હતા તે મહાન્ ગજરાજેશ્વર જેવા વૈભવસપન્ન હતા તેવા રૂપ સપન્ન પણ હતા સૌદર્યના પ્રકાશથી તેઓ પ્રકાશમાન હતા તેમના પ્રત્યેક અગમા લાવણ્ય-લક્ષ્મીની પ્રભા પડી

રહી હતી તેમના દેહની દિવ્ય કાંતિ પ્રેક્ષકના મનને અતિ મોહ ઉપજાવતી હતી

એક સમયે ઇંદ્રની સુધર્મા સભામાં તે મહારાજાના સ્વરૂપની રમણીયતાની પ્રશંસા થવા લાગી સર્વ દેવતાઓએ સાનંદાશ્ચર્ય થઈને તે સાંભળી, પરંતુ કોઈ બે દેવતાઓને તે રૂચિકર લાગી નહિં માનવ-ભૂમિ ઉપર આવા દિવ્ય અને અનુપમ રૂપનો સંભવ કેમ હોય? એવી શંકા થતાં તેઓ તેની ખાત્રી કરવાને માટે બ્રાહ્મણનું રૂપ ધરીને મહારાજા સનત્કુમારના અંતઃપુરમાં ગયા

આ સમયે મહારાજા સનત્કુમારને સ્નાનવિધિ થતો હતો અનેક સેવિકાઓ તેના સુંદર અંગ ઉપર સ્નાનચુર્ણ વગેરે પદાર્થોનું મર્દન કરતી હતી મહારાજા તદ્દન ઉઘાડે શરીરે હતા ફક્ત એક નાનું પોતીયું પહેર્યું હતું તે બન્ને દેવતાઓ વિપ્રરૂપે ત્યાં આવી ઉભા રહ્યા, સૌંદર્યના ભંડારરૂપ તે મહારાજાનું તદ્દન ઉઘાડું શરીર તેમના જોવામાં આવ્યું તેમની કંચનવર્ણી કાયામાંથી તેજસ્વી કિરણો નીકળતા હતા મુખમંડળ ઉપર ચંદ્રના જેવી પ્રભા હતી નયનકમળની વિશાળતા અને તેજસ્વિતા અદ્ભુત રીતે આકર્ષક હતી દરેક ગૌર અને ઉજ્વળ અંગોઅંગ ઉપર લાવણ્યની લહરીઓ ઊછળતી હતી, આવું અદ્વિતીય સૌંદર્ય જોઇ તે બન્ને દેવતાઓ સાનંદાશ્ચર્ય બની ગયા અને તેમણે પોતાના મસ્તક ધુણાવ્યા મહારાજાની દૃષ્ટિમાં તે જોવામાં આવતાં તેમણે તે દેવતાને પ્રશ્ન કર્યો કે, તમે શામાટે મસ્તક ધુણાવ્યું?" દેવતાઓ બોલ્યા, હે નરેંદ્ર, અમો પ્રત્યેક સ્થળે તમારા સ્વરૂપની અને તમારા વર્ણની પ્રશંસા સાંભળતા હતા, પણ અમોને તે વિષે અતિશયોક્તિ લાગતી હતી, અને તેથી તમારૂં રૂપ પ્રત્યક્ષ જોવાને માટે અમારી તીવ્ર અભિલાષા હતી આજે અમોને તે વાત પ્રમાણભુત થઈ છે, તેથી અમે આનંદ પામી ગયા, અને તે આનંદના આવેશથીજ અમોએ મસ્તક ધુણાવ્યું હતું લોકોમાં જેવી પ્રશંસા થાય છે, તેવુંજ તમારૂં રૂપ છે, એવી પૂર્ણ પ્રતીતિ થવાની સૂચના રૂપે આ શિરોધુનન થયું છે"

તે વિપ્રરૂપી દેવતાઓના આ વચનો સાંભળી મહારાજા ચક્રવર્તીના હૃદયમાં રૂપ-ગર્વ થઇ આવ્યો રૂપાભિમાને તેની મનોવૃત્તિને

દબાવી દીધી તે અભિમાન પૂર્વક બોલ્યો, "તમોએ આ સમયે મારૂ રૂપ જોયુ તે ઠીક પણ જ્યારે હુ ઉત્તમ વસ્ત્રાલકાર ધારણ કરી રાજસભામા સિંહાસન ઉપર બેસુ છુ ત્યારે મારૂ સૌંદર્ય અદ્‌ભુત હોય છે, અને તે તમારે ખરેખર જોવા યોગ્ય છે અત્યારે હુ મલયુક્ત છુ, તે છતા મારા શરીરનુ વર્ણ સ્વરૂપ જોઈ આશ્ચર્ય પામો છો, પણ જો મારૂ શૃગાર સહિત સ્વરૂપ જુવો તો તમે ચકિતજ થઇ જાઓ" મહારાજાના આવા સગર્વ વચન સાભળી તે દેવતાઓએ કહ્યુ, "રાજેન્દ્ર અમો તમારૂ તે સ્વરૂપ જોવાને તે સમયે આવીશુ" આટલુ કહી બ્રાહ્મણરૂપ દેવતાઓ ચાલ્યા ગયા

તે પછી રૂપના ગર્વરૂપી પર્વત ઉપર ચડેલો ચક્રવર્તી સનત્કુમાર સ્નાન કરી ઉત્તમ અમૂલ્ય વસ્ત્રાલકારો ધારણ કરી અને અનેક ઉપચારોથી પોતાના શરીરને શોભાવી આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવા ઠાઠથી રાજસભામા આવી સિંહાસન ઉપર બેઠો તેની આસપાસ મત્રિઓ, સુભટો, પંડિતો અને સભાસદો પોતપોતાને યોગ્ય આસને બેસી ગયા સમગ્ર રાજસભાનો દિવ્ય દેખાવ થઇ રહ્યો મહારાજાના શિર ઉપર પૂર્ણ ચદ્રના જેવુ ચલકતુ છત્ર ધરવામા આવ્યુ અને બન્ને બાજુએ ઉજ્જવળ ચામરો વીજાવા લાગ્યા

આ વખતે પેલા દેવતાઓ બ્રાહ્મણ સ્વરૂપે રાજસભામા આવ્યા તેઓએ મહારાજાના સ્વરૂપને જોઇ ચકિત થઈ આશ્ચર્ય પામવાને બદલે જાણે ખેદ પામ્યા હોય તેવા રૂપમા પોતાના મસ્તકો ધુણાવ્યા તે જોઇ મહારાજાએ પુછ્યુ, "અહો બ્રાહ્મણો ગઇ વેલા કરતા આ વેલા તમોએ જુદાજ રૂપમા મસ્તક ધુણાવ્યુ, એનુ શુ કારણ છે?" તો દેવતાઓએ અવધિજ્ઞાનને અનુસારે જણાવ્યુ, "હે ચક્રવર્ત્તિ અમોએ જે તે રૂપ જોયુ હતુ તે રૂપમા અને આ રૂપમાં ભૂમિ આકાશનો ફેર પડી ગયો છે" ચક્રવર્ત્તી આ સાભળી વિસ્મિત થઇ ગયો અને બોલ્યો, "તેનુ શુ કારણ? તે મને સ્પષ્ટ સમજાવો" બ્રાહ્મણોએ કહ્યુ, "રાજેન્દ્ર જ્યારે અમોએ પ્રથમ તમારી કાયાને જોઇ હતી ત્યારે તે અમૃત તુલ્ય હતી, અને અત્યારે તે એક વિષરૂપ દેખાય છે જ્યારે તમારી તે અમૃતમય કાયા અમોએ જોઇ હતી, ત્યારે અમારૂ હૃદય આનંદિત થયુ હતુ અને અત્યારે તેની તેજ કાયા વિષરૂપ જોઇને [illegible] ખેદાતુર થયુ છે.

પોતાના શરીરના પોશાક તરફ જોઇને બોલ્યો, ' મને તમારૂં કહેવુ અવિચારી લાગે છે, અને તે કોઇપણ રીતે સિદ્ધ થઇ શકે તેમ નથી " દેવતાઓ બોલ્યા, " જો તમારે તેની સિદ્ધતા કરવી હોય તો તમે હમણાજ તમારા મુખમાથી તાબુલ થુકો તે ઉપર જે મક્ષિકા બેશશે તે તત્કાલ મરણ પામશે " સનત્કુમારે આશ્ચર્ય પામી તેની પરીક્ષા કરી તો તે સત્ય ઠરી તેના પૂર્વ કર્મના પાપનો જે ભાગ હતો, તેમા આ કાયાના મદ સબધીનો મેળાપ થવાની તે ચક્રવર્તીની કાયા વિષમય થઇ ગઈ હતી નશ્વર અને અશુચિમય કાયાની આવી વિરામ સ્થિતિ જોઇ તેના ભવ્ય અતઃકરણમા તત્કાલ વૈરાગ્ય થઇ આવ્યો તે મહારાયે કહ્યુ, ' અહો ! આજ કાયાની શી સ્થિતિ ? આ સસારજ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે તે સસારના યોગથીજ આ કાયા તરફ મોહ ઉત્પન્ન થાય છે જેમની તરફ મોહના ઉદયથી આસક્તિ થઇ પડે છે તેવા સ્ત્રી, પુત્ર વિગેરે સબધીઓના શરીરમા પણ આવી ને આવી અશુચિ રહેલી છે અહો ! એનો મોહ કોઇપણ રીતે આદર કરવા યોગ્ય નથી " આ પ્રમાણે ચિંતવી તે મહારાજા સભામાથી ઉઠી ગયા અને તરતજ ગૃહાવાસનો ત્યાગ કરી ચારિત્ર લેવાને તત્પર થયો વૈરાગ્યના તીવ્ર આવેશથી છ ખડની પ્રભુતાને ક્ષણમા છોડી દઇ તે મહાત્મા ચાલી નીકળ્યા ભારતીય સર્વ પ્રજા તેનુ આવુ અદ્ભુત વૈરાગ્યબલ જોઇ આશ્ચર્ય પામી ગઇ તેને માટે વૈરાગ્યભાવને દર્શાવનારૂ નિચેનુ કાવ્ય તમારા કઠમા સદા ધારણ કરજો

रमा राज्य भ्रंश स्वजन विरह पुत्र मरण ।
प्रियाणां च त्यागो रिपु बहुल देशे च गतनम् ॥
हरिश्चन्द्रो राजा वहति सभिभ प्रेत सदने ।
अवस्था यस्यैषा अहह विषम कर्मगतय ॥ १ ॥

અર્થ —જેની લક્ષ્મી તથા રાજ્યનો નાશ થયો છે, જેને સગા સબધિઓનો વિરહ થયેલો છે, જેના પુત્રનુ મરણ થયુ છે, સ્ત્રીનો ત્યાગ કરેલો છે જેને ( પોતાના ) ઘણા શત્રુઓવાળા દેશમા ગમન કરવુ પડયુ છે તથા જે હરિશ્ચદ્ર રાજા ચાડાલને ઘેર પાણી ભરે છે,

એ રીતે જેની આવી હાલત થયેલી છે ! માટે અરેરે ! કર્મોની ગતિ અતિ ગહન ( વિપરીત છે !!

મહાત્મા સનત્કુમાર ચક્રવર્તી જ્યારે સાધુરૂપે વિચરતા હતા. તે વખતે તેમને સોલ મહારોગ ઉત્પન્ન થયા આ વખતે તેના સત્ત્વની પરીક્ષા લેવાને કોઇ દેવ વૈદ્યરૂપે આવ્યો તેણે સાધુરૂપ સનત્કુમારને કહ્યું "મહારાજ હું એક કુશળ રાજવૈદ્ય છું, તમારી આ કાયા મોટા રોગની ભોગ થઇ પડેલ છે, જો તમારી ઇચ્છા હોય તો હું તે રોગ તત્કાલ મટાડી દઉં અને આપ રોગમુક્ત થઇ સુખી થશો સનત્કુમાર સાધુ બોલ્યા, "વૈદ્યરાજ, કર્મરૂપી એક મહા મહોન્મત્ત રોગ છે તે રોગ ટાળવાને માટે જો તમારામાં સામર્થ્ય હોય તો ભલે મારો આ રોગ ટાળો જો તમારામા એ સામર્થ્ય ન હોય તો આ રોગ ભલે રહ્યો

મહાત્મા સનત્કુમાર–સાધુના આ વચનો સાભળીને દેવતા ચકિત થઇ ગયો અને તરત તેને કહેવુ પડયુ કે, "મહારાજ, એ કર્મરૂપી રોગને ટાળવાનુ સામર્થ્ય મારામા નથી પછી તે મહાત્મા સાધુએ પોતાની લબ્ધિના પ્રભાવથી શુ કનાળી આંગળી કરી તે રોગ ઉપર ખરડી કે તત્કાલ તે રોગ નાશ પામી ગયો અને તેમની આગલી જેવી હતી તેવી બની ગઇ આ સમયે તે દેવતાએ પ્રસન્ન થઇને પોતાનુ સ્વરૂપ પ્રકાશિત કયુ અને તે મહાત્માને ધન્યવાદ આપી વદના કરી પોતાને સ્થાને ચાલ્યો ગયો

મહાત્મા સનત્કુમાર ચક્રવર્તીના ચમત્કારી ચારિત્ર ઉપરથી અશુચિ ભાવનાનો ખરો બોધ મલી શકે છે આ ઉપરની દૃષ્ટાંતનુ ધ્યે પોતાના આત્માને ઉદ્દેશી આ ઉચ્ચ ભાવના ભાવવી કે એ હે આત્મન્ ! પ્રથમ તુ કાયાની ઉત્પત્તિનો વિચાર કરીશ તો તને ખાત્રી થશે કે, એ કાયાનુ ઉત્પત્તિ–સ્થાન અશુચિમય છે માતાની યોનિરૂપ દુર્ગંધમય સ્થાનમા પિતાના વીર્ય અને માતાના રુધિર બિન્દુનો સંલાપ થવાથી તારા દેહની ઉત્પત્તિ છે, તેને અનેક પ્રકારની વસ્ત્ર અને ઉંચી જાતની સુગધ લગાડીએ તો પણ તે કેવી રીતે પવિત્ર થાય ? કસ્તુરી, કર્પૂર, ચદન, પુષ્પ અને સરવા તીર્થાદિના જલો પણ આ દેહના સયોગથી ઉલટા અપવિત્ર થાય છે, તેવા દેહને પવિત્ર કરવાને ત્રણ લોકમા કોઇ પણ પદાર્થ સમર્થ ન

દેહની અંદર તું કર્માધીન થઇ બંધાએલો છે તેવા અશુચિ શરીરમાં મમત્વભાવ રાખીને તું શા માટે વૃથા હેરાન થાય છે?

હે ચેતન! તારા આસ્તિક હૃદયમાં પવિત્રતાનું સ્વરૂપ સમજજે પવિત્રતા બે પ્રકારની છે ૧ લૌકિક અને ૨ લોકોત્તર, તેમાં લૌકિક પવિત્રતા આઠ પ્રકારે મનાય છે કોઇની પવિત્રતા અમુક કાલ ગયા પછી, કોઇની અગ્નિથી, કોઇની ધુપથી કોઇની રાખથી કોઇની માટીથી, કોઇની જલથી, કોઇની છાણથી, અને કોઇની દર્ભથી થાય છે તેમાં પણ દેહની પવિત્રતા થઇ શકતી નથી તે ઉપર સનત્કુમાર ચક્રીના દૃષ્ટાંતનું મનન કરવાનું છે હે જીવ! જે લોકોત્તર પવિત્રતા તેનો તારે વિચાર કરવો તે મહાન્ પવિત્રતા તારા આત્માની છે અધ્યાત્મ સબંધી વિચારો, ધ્યાન જાગૃતિ, સમતા, એકાગ્રતા અને કાયોત્સર્ગ સબંધી ભાવનાઓ એ સર્વ પવિત્ર નિર્મલ તીર્થજલની ઉર્મીઓ તારા આત્માને લોકોત્તર પવિત્રતા આપનારી છે, તે ખાતરીથી માનજે

હે ચેતન! એટલું યાદ રાખજે કે, જે દેહ અશુચિપણાને લઇને તેની ઉપર મમતા કરવા યોગ્ય નથી, તથાપિ તે મનુષ્યદેહના સાધનથી કેટલાએક સત્કર્મો સાધી શકાય છે તો તે દેહનો તું સદુપયોગ કરી લેજે, જ્યારે આત્માના શુભ કર્મનો ઉદય થાય છે, ત્યારેજ તે મનુષ્યને દેહ મલી શકે છે તે મનુષ્યદેહ શી વસ્તુ! તેનો વિચાર કરજે બે હાથ, બે પગ, બે આંખ, બે કાન, એક મુખ એક નાક જેને હોય તે મનુષ્યદેહ અને તેનો ધણી મનુષ્ય છે આવું સમજીને બેસી રહીશ નહીં તેનો ખરો મર્મ જુદો છે, તે ધ્યાનમાં રાખજે જો અવિવેકથી માત્ર આકાર તરફ દૃષ્ટિ કરી મનુષ્યદેહને માની લઇએ તો પછી એક વાનરને પણ મનુષ્ય ગણવામાં શો દોષ! તે બિચારા વાનરે તો એક પુંછડું વધારે પ્રાપ્ત કર્યું છે પણ એમ સમજવાનું નથી મનુષ્યપણાનો મર્મ ઉંચા પ્રકારનો છે, માત્ર મનુષ્ય-આકૃતિ જેનાનો નથી જેના મનમાં વિવેકબુદ્ધિ ઉદય પામી છે, તેજ મનુષ્ય બાકીના જેઓ વિવેક રહિત છે, તે બધા બે પગવાલા પશુજ છે મહાન્ પંડિત પુરુષો માનવપણાનો એજ મર્મ પ્રકાશે છે વિવેકરૂપી દીપકને ધારણ કરનાર ભવ્ય-મનુષ્ય દિવ્ય પ્રકાશને પ્રાપ્ત કરી મુક્તિના રાજમાર્ગમાં પ્રવેશ કરી શકે છે અને એ માર્ગમાં પ્રવેશ કરવામાંજ માનવદેહની સાર્થકતા છે, જૈન મહાત્માઓએ તેને માટે નીચેના પદ્યો સ્વરે બોલે છે—

कलेवरमिदं न स्याद् यदि चर्मावगुठितम् ॥
मक्षिकाक्रमिकाकेभ्य स्यातत्रातु कस्तदा प्रभु ॥ १ ॥

જો આ શરીર ચર્મથી ઢંકાએલુ ન હોય તો માખીઓ કૃમિઓ અને કાગડાઓથી તેનુ રક્ષણ કરવાને કોણ સમર્થ થઈ શકતે !

कर्पूरकुंकुमागरु–मृगमदहरिचन्दनादिवस्तूनि ॥
भव्यान्यपि ससर्गा–न्मलिनयति कलेवरं नृणाम् ॥२॥

- કપુર કેશર, અગર, કસ્તુરી અને હરિચંદન વગેરે સુદર પદાર્થો પણ મનુષ્યના શરીરના સસર્ગથી મલિન થઈ જાય છે, અર્થાત્ માનવ-શરીર પોતે તો મલિન છે, પણ તે ઉત્તમોત્તમ વસ્તુઓને સ્પર્શે છે તો તેને પણ મલિન બનાવી દે છે એટલી અપવિત્રતા છે

આ લોહી, માસ, હાડ, ચામડાની કોટડી આવતી જોઈને તેનામા પ્રવેશ કરવાની ઇચ્છા થાય છે, તેની સૌંદર્યતા લાવણ્યતા જોવાથી તેનો સ્પર્શ કરવાનુ મન થાય છે, પણ તે આખી કોટડી અશુચીથી ભરપુર છે તેમા ૯ ૧૨ દ્વારમાથી હળવે હળવે અશુચિનો ભાગ વહ્યા કરે છે અને પેલી સામી કોટડી પડી ગઇ અને એમ કેમ થયુ તે કોટડી જમ રાજાની હતી, તેની પાસેથી આત્માએ ભાડે રાખેલ હતી, તેને દિવસમા બે વખત ભાડુ ચુકવવુ પડે છે, અને યમ રાજાનો હુકમ થતા તે કોટડી ખાલી કરવી પડે છે, તો તેવી કોટડી થોડી અશુચિવાલી મારા પાસે પણ છે તો ઉપરની કોટડી સુદર જોઇ કેમ ઇચ્છા થાય છે ઘણાને એમ હોય છે કે પોતાની વસ્તુ નહી તપાસતા બીજા પાસે કાઇક નવીન છે એમ ફાંફા માર્યા કરે છે, અને જો તેવી કોટડી લેવી હોય તો આ કોટડી ખાલી કર્યા બાદ તેવી ઓરડી માટે ભેગા કરેલ ભાડાથી ભાડે રાખના મલશે, પણ તેને માટે ગર્ભાવાસ પ્રમુખમા અમુક વખત રહ્યા બાદ પ્રૌઢી ભાવનાને પામ્યા બાદ વલી બીજી કોટડી સુદર જોઇ, તેને મલવાની, પાસે રહેવાની, તેના ભોગ લેવાની જિજ્ઞાસા થશે, તે કોટડીના રક્ષણ માટે રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માયા, અહંકાર,

ભસ્મીભૂત કરી કેવળજ્ઞાન પામી મુક્તિના ભાજન થયા હતા નિર્જરા ભાવનાનો આ અદ્ભુત પ્રભાવ તમારા હૃદયમા સ્થાપિત કરી તેને ભાવના માટે સદા ઉત્સુક રહેજો એ અદ્ભુત મહિમાવાળી ભાવનાના બળથી પૃથ્વીમા અનેક આત્માઓ તરી ગયા છે જૈન ચરિતાનુયોગમા તેના અનેક દ્રષ્ટાંતો મળી આવે છે મહાનુભાવ સુકોશળ મુની, ગજસુકુમાર, અને મેતાર્ય મુનિ પ્રમુખ જે અનેક મહાત્માઓ તેજ પ્રભાવિક ભાવનાના યોગથી સમતા ભાવ વડે સુશોભિત થઈ કેવળજ્ઞાન સપાદન કરી મુક્તિસુંદરીના સ્વામી બન્યા છે, એવી એ ઉચ્ચ ભાવનાનો આશ્રય કરવા સદા ઉજમાળ રહેજો

એક જૈન કવિ તેને માટે નીચેનુ પદ્ય કહેછે, તે સદા મનન કરવા જેવુ છે

"वैराग्यभावजननी कर्मजालविदारिणी ।
निर्जराभावना भाव्या भविभिर्भव्यमानसै ॥ १ ॥

વૈરાગ્ય ભાવને ઉત્પન્ન કરનારી અને કર્મની જાળને વિદારનારી નિર્જરા ભાવના ભવ્ય હૃદયનાના ભવી જનોએ ભાવવી જોઈએ ૧



श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलङ्कृता–
स्तच्छिष्या विजयप्रपूर्वकमला सूरीश्वरा राजिता ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेपात्र सभाविता ।
स्वस्ताते शुभभावना भविजनस्वातप्रमोदप्रदा ॥ १ ॥



## ૧૦ लोकस्वरूप भावना



જે આ લોકના સ્વરૂપની સ્થિતિનો વિચાર કરવામાં આવે અને તે ઉપરથી આ અનાદિનિધન એટલે જેનું આદિ અને અંત નથી એવા સંસારનું સ્વરૂપ ભાવનામાં આવે તે લોકસ્વરૂપ ભાવના કહેવાય છે તેને માટે શાસ્ત્રકાર નીચેનું પદ્ય લખે છે—

"अनादिनिधन सोऽय स्वय सिद्धोऽप्यनश्वर. ।
अनीश्वरोऽपि जीवादिपदार्थै. सस्मृतो भृशम् ॥ १ ॥

જો કે આ લોક અનાદિ નિધન છે એટલે આદિ-અંતથી રહિત છે, સ્વયસિદ્ધ-પોતાની મેળેજ બનેલો છે, છતાં તે અવિનાશી છે અને તેનો કોઈ બનાવનાર નથી તો પણ તે જીવાદિ પદાર્થોથી ભરેલો છે ૧

તેના આ લોકોના સ્વરૂપની ભાવના કરવા માટે જૈન વિદ્વાનો નીચેના પદ્યથી ઉપદેશ આપે છે—

"पवनवलयमध्ये सस्तृतोऽत्यन्तगाढ,
स्थितिजननविनाशालिङ्गितैर्वस्तुजातै ।
स्वयमिह परिपूर्णोऽनादिसिद्ध पुराण,
कति विलयविहीन स्मर्यतामेष लोक "॥ १ ॥

હે ભવ્યજનો! આ લોકને આ પ્રમાણે ચિંતવો જે આ લોક પવનના ઘનવાત તનુવાત અને વ્રજ વલયોની મધ્યે અતિશય ગાઢરૂપે રહેલો છે, ઉત્પાદ વ્યય અને ધ્રુવતાની વસ્તુઓથી પોતે પરિપૂર્ણ છે અને જે અનાદિ સિદ્ધ છે, તે કોઈએ રચેલો નથી અને ઘણો જુનો છે

જેમ કોઈ પુરૂષ કેડ ઉપર બે હાથ દઈ અને પગ પહોળા કરી ઉભો રહે, તેની રીતે આ લોકનું સ્વરૂપ જાણી લેવું

કેડના નીચેના ભાગમા અધોલોક, મધ્યમા તિર્છાલોક અને ઉપરના ભાગમા ઊર્ધ્વલોક છે તેનો આકાર એવો છે કે, ઉંધા વાળેલા માળના જેવો, અધોલોક છે, મધ્ય ભાગ રહેલો તિર્છાલોક થાળ અથવા ઝાલરના જેવો છે, અને ઊર્ધ્વ લોક મૃદગના જેવો છે

षड्द्रव्यात्मक એવા લોકસ્વરૂપની બાહેર અનત આકાશ છે, તેને અલોક કહે છે બાકીના ભાગને લોક કહે છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને જીવાદિ ષડ્દ્રવ્યો જેમા સર્વત્ર વ્યાપી રહેલા છે તે લોક અને જેમા પદાર્થો નથી તે અલોક કહેવાય છે તે અલોક માત્ર અનત પ્રદેશમય છે અને તેનુ ખરૂ સ્વરૂપ કેવળજ્ઞાનીઓ જાણી શકે છે

સમસ્ત લોક ઘનોદધિ ઘનવાત અને તનવાતે કરી વીંટાએલા છે તે ઉત્તર દક્ષિણ ચૌદ રજ્જુ ઉંચો છે, અધોલોક નીચેથી સાત રજ્જુ અનુક્રમે ઘટતા ઘટતા મધ્યમા એક રજ્જુ પોહોળો છે, એટલે સૌથી નીચેની સાતમી પૃથ્વી સાત રજ્જુ પોહોળી, છઠ્ઠી પૃથ્વી છ રજ્જુ પોહોળી, એમ ઘટતા ઘટતા તિર્છાલોક એક રજ્જુ પોહોળો છે વળી ત્યાથી ઉપર અનુક્રમે ચડતા ચડતા અને એક એક રજ્જુ વધતા વધતા સાડાત્રણ રજ્જુ ઉંચા ગયા પછી તે બ્રહ્મ સ્વર્ગની અતમા પાચ રજ્જુ પોહોળો છે, તે પછી ઘટતા ઘટતા લોકની અતમા એક રજ્જુ પોહોળો છે આ પ્રમાણે તેની પુર્વ પશ્ચિમ લબાઈ પોહોળાઈ છે સમસ્ત લોકાકાશનુ પ્રમાણ ત્રણસોને તેતાલીશ ઘન રજ્જુનુ છે એ લોકની મધ્યમા એક રજ્જુ લાબી પોહોળી અને ચૌદ રજ્જુ ઉંચી ત્રસનાળી છે તેની અદર ત્રસજીવો રહેલા છે તે ત્રસનાળીની બહાર ઉપપાત, મારણાતિક અને કેવળિસમુદ્ઘાત વિના ત્રસ જીવોનુ ગમન હોતુ નથી જે સ્થાવર જીવો છે, તે સમસ્ત લોકમા રહેલા છે

એવી રીતે અધોલોક, તિર્છાલોક અને ઊર્ધ્વલોક એમ ત્રણ પ્રકારવાળા લોકમા અધોલોક સાત રજ્જુ પ્રમાણનો અને ઊર્ધ્વલોક પણ સાત રજ્જુ પ્રમાણનો છે જે તિર્છાલોક છે તે અધોલોકની ઉપર એને મથાળે છે, જે ઊર્ધ્વલોક છે તેની અદર-મથાળે મુક્તિસ્થાન અથવા સિદ્ધશિલા આવેલ છે અને તેની નીચે બાર

દેવલોક, નવ ગ્રૈવેયક, પાચ અનુત્તર વિમાન પણ આવેલા છે. જે અધોલોક છે તેમા સાત નારકી, ભુવનપતિ, વ્યતર અને વાણવ્યતરાદિ દેવો રહેલા છે, જે તિર્છાલોક છે તેની અદર કર્મભૂમી, અકર્મભૂમિ, અતરદ્વીપ, પર્વતો, નદીઓ, દ્રહો અને સમુદ્રો છે, જેમ સૂર્ય, ચદ્ર, ગ્રહ-નક્ષત્રાદિના અસખ્ય વિમાન છે તે સાથે જબૂદ્વીપ, ધાતકીખડ અને પુષ્કરાર્ધ દ્વીપ-એમ અઢી દ્વીપ આવેલા છે કે જેના અદર મનુષ્યો રહે છે

જેવી રીતે તલમા તેલ રહેલ છે તેવી રીતે લોકમાં સર્વત્ર ધર્મ અધર્માદિ દ્રવ્યો અસખ્યાત પ્રદેશમા વ્યાપી રહેલ છે તે અસખ્યાત પ્રદેશી લોકાકાશમા અનતાનત જીવદ્રવ્ય છે તે જીવદ્રવ્યથી અનતગુણા પુદ્ગલ દ્રવ્યો છે વળી તે લોકના અસખ્યાત પ્રદેશમાં કાળદ્રવ્યના અણુઓ જુદા જુદા સ્વરૂપે રહેલા છે એવી રીતે છ દ્રવ્યોથી આ લોકાકાશ ભરેલ છે તેની અદર જીવ મિથ્યાત્વ અને અજ્ઞાનના વશથી પરવસ્તુને પરદ્રવ્યને પોતાનુ સ્વરૂપ માની અનાદિ કાળથી ભ્રમણ કરી રહેલો છે

આ લોકસ્વરૂપ ભાવનાનુ મનન કરવાથી લોકની અનાદિ સ્થિતિનુ ભાન થઇ શકે છે અનાદિ અને અનત એવા આ લોકાકાશમા જીવ કેવી રીતે ભમે છે? અને તે કેવી કેવી સ્થિતિમાં રહી કેવા કેવા સુખ દુ ખ ભોગવે છે? તેનો ખ્યાલ આવી શકે છે જૈન મહાત્માઓએ એ ભાવનાનો ઉદ્દેશ ઉત્તમ પ્રકારે દર્શાવેલ છે અને પૂર્ણ રીતે ભાવવાથી લોકસ્વરૂપની સાથે આત્મસ્વરૂપનુ યથાર્થ અવલોકન થઇ શકે છે તેને માટે વેરાગ્ય શતકના કર્તા નીચેનુ પદ્ય લખે છે—

"तं किंपि नत्थि ठाणं, लोए वालग्ग कोडिमित्तंपि ।
जत्थ न जीवा बहुसो, सुहदुक्खपरंपरं पत्तो ॥ १ ॥

રી આ પો તેમ સુખ દુખની પરપગાને નથી પ્રાપ્ત થયો અર્થાત્ સર્વ પ્રદેશે તેની ઉત્પત્તિ, સ્થિતિ અને વિનાશ થયેલ છે આવું વિચારી તું વિષય સુખથી વિરામ પામી તારા આત્મસ્વરૂપના અવિનાશી સુખમા મગ્ન થા

આ ઉપરથી દરેક ભવ્ય પ્રાણીએ લોકસ્વરૂપ ભાવના ભાવવા માટે સદા તત્પર રહેવાનુ છે અને પોતાના આનંદમય આત્મસ્વરૂપને ઓળખી અંતરંગ ઉપર સંવેગનો રંગ ચડાવવાનો છે પૂર્વ કાળે આ ભાવનાના બળથી જગતના અનેક જીવો કર્મના કષ્ટરૂપ બંધનમાથી મુક્ત થઈ મુક્તિપુરીના પથિક બનેલા છે જેમના ચરિત્રો ઉપર ભારતી પ્રજા અદ્યાપિ ઉપદેશનો અસરકારક બોધ મેળવી શકે છે આ લોકસ્વરૂપ ભાવનાનુ સ્વરૂપ દરેક આત્માના જીવનને માટે આદર્શરૂપ છે એક મહાત્મા કવિ તેને માટે નીચેનુ પદ્ય લખે છે, તે દરેક ભવ્ય પ્રાણીએ પોતાના હૃદયપટ ઉપર કોતરી રાખવુ જોઈએ

अनुष्टुप्

“लोकस्वरूपभावनाया प्रभावो हृद्यबोधद ।
येनात्मा स्वस्वरूपस्य भावको भवपारग ” ॥ १ ॥

લોકસ્વરૂપ ભાવનાનો પ્રભાવ હૃદયને રૂચિકર એવા બોધને આપનારો છે, જેનાથી આત્મા પોતાના સ્વરૂપનો જ્ઞાતા બની આ સંસારના પારને પામનારો થાય છે ૧

इति लोकस्वरूप भावना

श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलङ्कृता–
स्तच्छिष्या विजयप्रपूर्वकमला सूरीश्वरा राजिता ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेपात्र संभाविता ।
स्वखाते शुभभावना भविजनस्वान्तप्रमोदप्रदा ॥ १ ॥



## ૧૧ बोधिदुर्लभ भावना





આ ઉચ્ચ ભાવના ભાવવાથી આત્મા આ મનુષ્યભવની દુર્લભતા જાણી શકેછે તે મનુષ્યભવની દુર્લભતા ચૌદામા રત્નના રાશિની જેમ દર્શાવી છે તેમજ તે ઉપર ચુલગ પાશાદિ દશ દષ્ટાતો આપેલા છે

શાસ્ત્રકાર લખે છે કે—

" नरत्व यद्गुणोपेत देशजात्यादिलक्षितम् ।
प्राणिन. प्राप्नुवन्त्यत्र तत्रान्ये कर्मलाघवात्" ॥१॥

પ્રાણીઓ ઉત્તરોત્તર કર્મોના ક્ષયથી મનુષ્યપણુ, અને તેમા વળી ગુણ સહિતપણ તેમ ઉત્તમ દેશ, જાતિ કુલ આદિ સાહિત્ય પામે છે, તેથી તે અત્યત દુર્લભ છે ૧

આ ઉપરથી માનવજન્મની કેટલીક દુર્લભતા છે, તે સિદ્ધ થાય છે જ્યારે પૂર્વ ભવમા પુણ્યનો ઘણો સચય પ્રાપ્ત કર્યો હોય છે, ત્યારેજ મનુષ્યભવ પ્રાપ્ત થાય છે કદિ મનુષ્યભવ પ્રાપ્ત થયો પણ આર્યદેશમા જન્મ પામવો મહા દુર્લભ છે તે આર્યદેશના લક્ષણો શાસ્ત્રકારે સ્પષ્ટ રીતે દર્શાવેલા છે જે દેશમા શુદ્ધ દેવ શુદ્ધ ગુરૂ અને શ્રીવીતરાગ પ્રભુના પ્રરૂપેલા શુદ્ધ ધર્મના પ્રવર્ત્તક સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, આચાર્ય, ઉપાધ્યાય અને સ્થવિર-એ સાત રહેલા હોય તે આર્યદેશ કહેવાય છે તેવા આર્યદેશમા પૂર્વ ભવે કરેલા ધર્મના યોગથી જન્મ થાય છે કદિ તેવા આર્યદેશમા જન્મ થાય પણ ઉત્તમ જાતિ કે કુલની પ્રાપ્તિ થવી દુર્લભ છે કદાપિ પૂર્વ જન્મના પુણ્યોદયથી ઉત્તમ કુલ પ્રાપ્ત થયુ પણ તેની અદર સુદર રૂપ આરોગ્ય અને પૂર્ણ આયુષ્યનો સપૂર્ણ યોગ પ્રાપ્ત થવો અતિદુર્લભ છે, સાપ્રતકાલે કેટલાએક જીવો ઉત્તમ કુલમા જન્મ પામે છે, પણ તેઓમા કેટલાએક રૂપ રહિત, રોગી અને અલ્પ -

છે તેનાઓ ધર્મકાર્ય સાધી શકતા નથી તેથી તેઓ ઉત્તમ કુળને પ્રાપ્ત થયા તેથી શું થયુ ? કાંઈજ નહિ

કદિ ઉપર કહેલો મનુષ્યભવ, આર્યદેશ, ઉત્તમ કુળ, રૂપ અને આરોગ્ય—એ સર્વ ઉચ્ચ સામગ્રી પ્રાપ્ત થાય પણ કોઈ સદ્ગુરૂનો યોગ પામવો મહા દુર્લભ છે પાંચમી ગતિના સાધક, પોતે સંસારમાંથી મુક્ત થઈ બીજાને મુક્ત કરવાનો સમર્થ એવા શુદ્ધ આત્મજ્ઞાની મુનિનો સમાગમ થવો અતિ દુર્લભ છે

અહિં સદ્ગુરૂનું શુદ્ધ સ્વરૂપ જાણવાની આવશ્યકતા છે દરેક ભવ્ય મનુષ્યે પોતાના જીવનના ઉદ્ધારને માટે સદ્ગુરૂનું શરણ લેવું જોઈએ, તેવા સદ્ગુરૂના મુખ્ય લક્ષણો આગમમાં દર્શાવેલા છે જે અકિંચન, નિર્લોભી, દયાળુ, શાંત, ક્ષમાવાન, સત્યવાન,વૈરાગ્યવાન, બાહ્ય તથા આભ્યંતર પરિગ્રહથી રહિત, ભાવથી ત્યાગી, અને વીતરાગદશાને ભજનારા હોય તે શુદ્ધ ગુરૂ કહેવાય છે આવા ગુરૂનો યોગ ચિંતામણીની જેમ દુર્લભ છે

કદિ કોઈ પુણ્યને યોગે તેવા ગુરૂ મળી આવે તો તેની અંદર પણ અંતરાય કરનારા તેર દુર્ગુણો આવી પડે છે દુર્ગુણો તેર કાઠીયાના નામથી ઓળખાય છે જેના નામ શાસ્ત્રમાં આ પ્રમાણે છે—૧ આળસ, ૨ મોહ ૩ અવિનય, ૪ માન, ૫ અભિમાન, ૬ ક્રોધ, ૭ પ્રમાદ, ૮ કૃપણતા, ૯ ભય, ૧૦ શોક, ૧૧ અજ્ઞાન, ૧૨ વિકથા અને ૧૩ કૌતુક-વિષયાદિ—આ તેર દુર્ગુણો ગુરૂનો યોગ થયા છતાં તેમાં અંતરાય ઉત્પન્ન કરે છે, તેથી તેવા ગુરૂના દર્શનનો અને તેમની દેશનારૂપી વાણી સાંભળવાનો યોગ મળવો દુર્લભ થઈ પડે છે કદિ તેવા ગુરૂનો યોગ થાય અને તેમની દેશના વાણી સાંભળવામાં પણ આવે તે છતાં તેમના હિતકારક વચન હૃદયમાં ધારણ કરી શકાતા નથી દરેક ભવ્ય આત્માઓએ કુગુરૂના યોગથી સદા દૂર રહેવું મિથ્યાત્વરૂપી વિષનું મહાવૃક્ષ કુગુરૂજ છે તે વિષના યોગથી ઘણા મનુષ્યો ચારિત્રને માર્ગે ચડેલા છતાં પડી ગયા છે, તે માટે શાસ્ત્રકાર નીચેનું પદ્ય લખે છે—

मार्गमासाद्य केचिच्च सम्यग्ररत्नत्रयात्मकम् ।
त्यजति गुरुमिथ्यात्व–विषसंमूढचेतसः ॥ १ ॥

કોઈ સમ્યકત્વ અને જ્ઞાન દર્શન તથા ચારિત્રના માર્ગને પામ્યા છતા પણ મોટા મિથ્યાત્વરૂપ ઝેરથી ચિત્તને મૂઢ બનાવી પાછા તે માર્ગને છોડી દે છે ૧

આ પદ્ય ઉપરથી સમજવાનુ છે કે, પ્રત્યેક ભવ્ય પ્રાણીએ કુગુરૂની સગતિથી દૂર રહેવુ જોઇએ કદિ પૂર્વના શુભ કર્મના ઉદયથી કોઇ સદ્ગુરૂની દેશના સાભળી ધર્મતત્વ ગ્રહણ કર્યું પણ તે શ્રોતાને તત્વની વાર્તા ઉપર શ્રદ્ધા આવવી ઘણીજ દુર્લભ થઇ પડે છે, કારણ કે તેના શ્રોતાની બુદ્ધિ અનેક કલ્પનાના જાલથી મૂઢ બની જાય છે તે હૃદયમા આ પ્રમાણે ચિંતવે છે—" ગુરૂ ભલે એમ કહે પણ મે જે નિર્ણય કર્યો છે તે પ્રમાણજ છે " આવા ભ્રમથી તે શ્રોતાના હૃદયમા તત્વ ઉપર શ્રદ્ધા આવતી નથી, તેથી હે ભવ્યાત્મા તુ તારા હૃદયમાથી કલ્પનાને દૂર કરજે અને ધર્મ સાભળવાની રૂચિ વધારી ગુરૂમુખે જિનોક્ત વચન સાભળી તે ઉપર સપૂર્ણ શ્રદ્ધા ધારણ કરજે અને જો શકા ઉપજે તો તે પૂછી સદેહ ટાળી દૃઢતા કરી તત્વને પામજે તે ઉપર આવસુ ગુરૂ શિષ્ય તથા બકર છાત્રનુ દ્રષ્ટાત જાણી પોતાની બુદ્ધિની કલ્પનાએ ચાલનારા જીવો નરક નિગોદના દુખ પામે છે એવુ નિશ્ચયથી ધારી તારા હૃદયમા સપૂર્ણ શ્રદ્ધાને સ્થાપિત કરજે

ખાના પીવાની મોજો ઊડાવવામા, પારકી નિંદા કરવામા, નકામી કુથળી કરવામા, ગજહારી વાતોના ગપ્પા મારવામા, ખાના પીવાના સાધનો મેળવવામા, તેના સાધનોનો લાભ લેવામા અને એવી અનેક બાબતમા ભાન પૂર્ણ થાય છે સસારના કલહો નકામી ખટપટ વિગેરેમા આયુષ્ય ચાલ્યુ જાય છે ધર્મની વાત ચાલે ત્યા ઝોકા આવે છે ધર્મ કરવાના પ્રસગ આવે ત્યા મન સસારમા ચાલ્યું જાય છે આવી રીતે ઘણા ભવ્ય પ્રાણીઓ પોતાનુ કર્તવ્ય શુ છે તે વિચારી શકતા નથી મનુષ્ય ભવની કિમત સમજતા નથી અને પ્રાપ્ત થયેલા ધર્મનુ દુર્લભપણુ જાણી શકતા નથી

રત્નનુ સ્વરૂપ વિચારવુ એ આ ભાવનાનુ ખાસ સ્વરૂપ છે ખાસ કરીને વર્તમાન યુગ એવો વર્તે છે કે એમા જીવન કલહ વિશેષ છે બાહ્ય ભાનમા ખેચાણ વધારે થાય તેના પ્રસંગો છે

આ ભાવના ઉપરથી સમજવાનુ છે કે, મનુષ્યભવ, આર્યક્ષેત્ર, ઉત્તમકુલ, સદ્ગુરૂનો સમાગમ અને સદ્શાસ્ત્રનુ શ્રવણ વગેરે સર્વ સામગ્રી પ્રાપ્ત થાય પણ સમ્યગ્દર્શન પ્રાપ્ત થવુ અતિ દુર્લભ છે તેને માટે શાસ્ત્રકાર નીચે પ્રમાણે લખે છે—

" सुलभमिह समस्त वस्तुजात जगत्या-
मुरगसुरनरेन्द्रै प्रार्थित चाधिपत्यम् ।
कुलबलसुभगत्वोद्दामरामादि चान्यत्,
किमुत तदिदमेक दुर्लभ बोधिरत्नम् ' ॥ १ ॥

આ જગતમા સમગ્ર પદાર્થોના સમૂહ સુલભ છે, નાગેન્દ્ર દેવેન્દ્ર અને નરેદ્રોએ પ્રાર્થના કરેલુ અધિપતિપણુ પણ સુલભ છે અને બીજુ ઉત્તમકુલ બળ, સદ્ભાગ્ય અને સુદર સ્ત્રી વગેરે સુલભ છે પરતુ સમ્યગ્જ્ઞાન સમ્યગ્દર્શન અને સમ્યગ્ચારિત્રરૂપ બોધિરત્ન એક દુર્લભ છે ૧ આત્મા પોતાની વાસનાઓ હાથમા સોપી દઈ પોતાની કેવી દુર્દશા કરી મુકે છે, તેની આધિનતાથી મનુષ્યો કેટુ દુ ખ વ્હોરી લીયે છે તે તો આપણે નિરતર અનુભવિએ છીએ ૨ જ્ઞાન, ધ્યાન, તપ, શીલ અને સમ્યક્ત્વ સહીત હતો સાધુ પોતે એવો આત્મ લાભ પામી શકતો નથી કે જેવો શાત આત્મા પામી શકે છે ૩ જેમ બને તેમ ત્યાગ વૃત્તિ રાખવી જેમ જેમ વિશેષ ત્યાગ થશે તેમ તેમ નવા ત્યાગો સુજતા જશે ત્યાગની હદજ નથી. વિશેષ ત્યાગ થશે તેમ આત્માનુ દર્શન કરીશુ ક્ષણે ક્ષણે ઉપયોગ રાખવો એક પણ ક્ષણ નકામી ન જવા દેવી જે આત્માની શોધમા છે તેને બધુ એની મેળે આવી મલી રહે છે ૪ કઠણકાળમા ભક્તિને પ્રધાનપદ મળ્યુ છે, તે ભક્તિ કરવાને સારૂ પણ યમ નિયમાદિક તો જોઈયેજ ૫ કલ્યાણ થવાની બુદ્ધિ અને અવિધિ ટાળવાનો ખપ ન હોય તોજ દ્રવ્ય અનુષ્ઠાન થાય છે માટે ભાવથી થતા દ્રવ્ય અનુષ્ઠાન કરી બહુલ સસારી ન થવુ

છેલ્લા પુદ્ગલ પરાવર્ત્તમા જ્યારે જીવનુ આવવુ થાય છે, ત્યારેજ મોક્ષનો વિચાર થાય છે ૭ ગુણો આવવા જેટલા દુર્લભ નથી, તેટલી ગુણીના ગુણની અનુમોદના કરવી દુર્લભ છે ૮ દેવગુરૂની ભક્તિ તે જ્ઞાનનો હેતુ છે, અને જ્ઞાન તે મોક્ષનો હેતુ છે જો અક્ષર જ્ઞાન ન હોય તો તેને ભક્તિ પ્રાપ્ત થવી અસભવિત છે તો એવુ છેજ નહી જીવમાત્ર જ્ઞાન સ્વભાવી છે તો ભક્તિ બળે જ્ઞાન નિર્મલ થાય છે, અને નિર્મલ જ્ઞાન તે મોક્ષનો હેતુ થાય છે સપૂર્ણ જ્ઞાનની આવૃતિ થયા વિના મોક્ષ ન થાય એમ જણાતુ નથી ૯ મોક્ષ કર્મોના ક્ષયથી થાય છે, કર્મોનો ક્ષય સમ્યગ્જ્ઞાનથી થાય છે સમ્યગ્જ્ઞાન ધ્યાનથી સિદ્ધ થાય છે તેથી ધ્યાન આત્માનો હેતુ છે

૧૦ પરમાત્માની (આત્માની) વાર્તાનોવિસ્તાર કરનારા જગતમા અનેક વિદ્વાનો (પડીતો) છે પરતુ આત્મ સ્વરૂપમા રહેનારા વિરલા હોય છે ૧૧ જે મોક્ષાભિલાષી છે, તેને સસારમા મોટા મોટા વિઘ્નો આવે છે તે પ્રસિદ્ધ છે તો મારે આવે તેમા શુ નવાઇ છે? ૧૨ આત્મા-કામ અને અર્થમા થાક્યા વગર પરિશ્રમ કરે છે, તેમ મોક્ષ માટે નિષ્કામ કરે તો અવશ્ય મોક્ષ થાય પણ પોતાના હિતમા તિરસ્કાર અને મોક્ષની નિષ્પૃતા શરીર તેજ આત્મા તે સસારનુ બીજજ છે ૧૩ જેમ દોરડીમા સર્પની ભ્રાન્તિ તેમ શરીરમા આત્મબુદ્ધિ તેનુ તો અનતીવાર થયુ ૧૪ જેનુ મન સમ્યગ્જ્ઞાનથી વાસિત છે તે પોતાને અતરના પ્રભુ ભગવાન પરમાત્માને દેખે છે હુ પોતાને જાણવા જોગ છુ ૧૫ બહીરાત્મા, સુદરરૂપ, આયુ, ધન, બલ, સુદર સ્ત્રી, પુત્રાદિને ઇચ્છે છે, અને જ્ઞાની આત્મા તે બધાથી છુટવાને ઇચ્છે છે ૧૬ બહીરાત્માનો બાહ્યથી ત્યાગ હોય છે અને અતરઆત્મામા અતરગનો ત્યાગ અને શુદ્ધાત્મા એ બન્નેનો ત્યાગ કરે છે ૧૭ જ્ઞાની મુનિ જ્ઞાન વિનાય કોઇ પણ કાર્ય મનમા ધારણ કરતા નથી, કદી નાહી ચાલતા કરવુ પડે તો વચન અને કાયાથી કરે પણ મનથી ન કરે ૧૮ જ્ઞાની મુનિ આત્માની સ્થિતિ, તેનોજ વિષય જાણવો, તેનીજ વાત કરવી, તેનીજ વાત સાભળવી, તેનોજ ઉપયોગ જાગ્રતી રાખવી ૧૯ ઇદ્રિયોનો કોઇ એવો વિષય નથી કે આત્માને હીત કરે જે આખોથી દેખાય છે તે ચેતન નથી અને ચેતન આખોથી દેખાતો નથી ૨૦ બહીરાત્મા પરવસ્તુથી આનદ-સતુષ્ટ થાય છે કારણકે, આતરજ્યોતિ ઢકાઇ ગઇ છે, અને જ્ઞાની

પુરૂષ આત્મામા સતુષ્ટ થાય છે ૨૧ જે આત્માને નથી જાણતો તેને શાસ્ત્રજ્ઞાન ગમે તેટલુ હોય તો વ્યર્થ છે શાસ્ત્રજ્ઞાન તે આત્માને જાણવા સારૂ છે ૨૨ મનશુદ્ધિ વગર તપ, શાસ્ત્રધ્યાન, પૂજા, સેવા, જિતેદ્રિય, નિયમ, વ્યાખ્યાન અને વિગેરે પુનર્ભવનુ કારણ છે ૨૩ અન્યને હલકો જોનાર પોતેજ હલકો હોય જોએ ૨૪ જેના માલીક તમે છો તેનાજ બધનમા તમે છો ૨૫ વિકલ્પો બધ થતા પરમાત્મ ભાવમા લીન થવાય છે ૨૬ અધિકાર પ્રમાણે બોલવુ ૨૭ જે થાય તે સારા સારૂ ૨૮ સુખ દુખનો મનની સાથે સબધ છે ૨૯ ૐ અર્હં નમ નો અખડ જાપ મનને શુદ્ધ કરે છે ૩૦ નમ્રતા વિના આગળ વધી શકાતુ નથી ૩૧ પોતાના દોષ જોવાથી દોષ દુર થશે ૩૨ કુટુબ શરીરથી મોહીત છે ને શરીર જડ છે ૩૩ વસ્તુ સ્થિતિ સમજ્યા વિના મોક્ષની ઈચ્છા રાખવી તે ખોટી છે ૩૪ મનને શુદ્ધ કરવા માટે કાયમ પવિત્ર મત્રનો જાપ કરવો ૩૫ ઇચ્છાઓનો ત્યાગ તેજ વૈરાગ્ય છે ૩૬ મન પવિત્ર થયા વગર વૈરાગ્ય (જ્ઞાન) નો રગ ચડતો નથી ૩૭ જેવી મતિ છે તેવીજ ગતિ થશે, કર્મનો સખ્ત કાયદો કદીપણ છોડશે નહીં ૩૮ દેહાધ્યાસ (અહકાર) નો ત્યાગ કરવો અને પોતાનો આત્મા એજ પરમાત્મા છે એવો સ્વાનુભવ કરવો એ સર્વ પુસ્તકનો સાર છે ૩૯ સુગમમા સુગમ એવો કલ્યાણનો ઉપાય, તે જીવને પ્રાપ્ત થવો તે આ કાળને વિષે અત્યત દુષ્કર છે ૪૦ જે જીવને સસારી પદાર્થમા અત્યત તીવ્ર રૂચી (સ્નેહ) હોય ત્યાસુધી અવશ્ય પરમાર્થનો માર્ગ જીવને પ્રાપ્ત થવો કઠીન છે

શ્રવણ ૧ કીરતન ૨ ચિંતવન ૩, સેવન ૪ વદન ૫ ધ્યાન ૬,
લઘુતા ૭ સમતા ૮ એકતા ૯, નવધા ભકિત પ્રધાન ॥ ૧ ॥

ભાવાર્થ-૧ શ્રવણ—તે જીવ દ્રવ્યના અનતા ગુણ છે તે જ્ઞાન દર્શન સુખ અને વીર્ય એ ચારમા સમાવેશ થાય છે તે ગુણો સાભળવા વારવાર ઉદ્યમ કરે તો સર્વ પાપને નાશ કરનારી પ્રથમ ક્રિયા છે ૨ કીરતન—તે આત્મસ્વરૂપ શુદ્ધ આત્મ તત્વની પ્રરૂપણા કરવામા જેમણે વચન બળને જોડ્યાનો યોગ કરેલ છે તે વચન યોગી સર્વ પાપને દૂર કરે છે ૩ ચિંતવન—તે પોતાના આત્મામા ઉપજતો

વિભાવ તેને દુષ્ટ જાણી નિંદા ગરહા કરવી, તેથી લઘુકર્મી થવાય છે તેનુ અદ્ભુત ફલ કહ્યુ છે ૪ સેવન—જે પોતાના અ તરમા હમેશા પ્રભુની ભક્તિ અને તેના ગુણાનુ સ્મરણ કરે છે, તે નિશ્ચે દુર્ગતિને કાપી નાખે છે ૫ વંદન—તે ચેતન દ્રવ્યના કેવલી ભગવાનના શુદ્ધ સ્વરૂપને ઘણા વીર્ય ઉલ્લાસ ભાવપૂર્વક વ દના કરવી તેમા લેશમાત્ર શકા ગખવી નહી ( નિ શકપણા વગર સમકીત નથી ) ૬ ધ્યાન—જે જીવ આત્માનુ ધ્યાન કરે છે, તે પોતાના ચિત્તને સ્થિર કરી અન ત ગુણવાળા પરમાત્માને પોતાના હૃદયમા સ્થાપે છે તે પુરૂષ ઘાતીકર્મને છેદી નાખે છે તેમા સ શય નથી ૭ લઘુતા—એમા એમ ચિંતવવુ કે અન તા જીવ મોક્ષે ગયા છતા હુ હજી સ સા મા પરિભ્રમણ કરૂ છુ, તે માત્ર અજ્ઞાનપણાને લીધેજ

## દોહરો.

અધમાધમ અધીકો પતિત સકળ જગતમા હુ ય,
એ નિશ્ચય આવ્યા વિના સાધન કરશે શુ ય ૧

પ્રભુ પ્રભુ લય લાગી નહિ પડ્યો ન સદ્ગુરૂ પાય,
દીઠા નહિ નિજ દોષ તો તરિયે કોણ ઉપાય ૨

અન તકાળથી આથડ્યો વિના ભાન ભગવાન,
સેવ્યા નહિ ગુરૂ સતને મુકયુ નહિ અભિમાન ૩

૮ સમતા—તેમા સર્વ જીવને આત્મવત્ જાણવા, આત્માના મૂળ ચાર ગુણ નિશ્ચય દૃષ્ટિની અપેક્ષાયે સર્વમા સરખા છે ૯ એકતા—તેમા એકત્વ ભાવના વિચારવી, પોતાના કરેલા કર્મને અનુસારે સુખ, દુ ખ, જન્મવુ, મરવુ, શત્રુ મિત્ર વીગેરે કોઈ સાથે આવતુ નથી આવી ભાવના જેને છે તે ઉત્તમ છે, પણ અનુભવ પૂર્વક યથાર્થ સમજવુ જોઈયે સત્યદર્શન ના સમ્યગદર્શન માત્ર શ્રદ્ધારૂપે અથવા બુદ્ધિની પ્રતીતિ રૂપે નહી, પણ ખરેખરૂ અનુભવ રૂપે ભાન સહિત હોય તોજ સમ્યગ્દર્શન ગણી શકાય. અને ભાવનાથી સ્થિતિ એ આત્માનો નવો જન્મ છે સમ્યક્ત્વ પ્રાપ્ત આત્માની દૃષ્ટિ નિરતર પરમાત્મા ભણી દયા, સત્ય, પરોપકાર મિત્રતાદિ ભાવનાઓવાળી હોય છે આવા આત્મા ઉપર કોઈ વખત પાપના વાદળ ઘેરાઈ જાય,

તો પણ નિર્જરા રૂપ છે મનુષ્ય જ્યાસુધી આ દેહમા છે, ત્યાસુધી તે ગમે તેનો પવિત્ર સાધુતાસપન્ન હોય તો પણ કોઈ કોઈ વખતે મલીનતાને પાત્ર હોય છે સમકીતિ જીવ આવી ભયકર સ્થિતિમા પણ ઉપયોગ રાખે છે, જાગ્રતી હોય જે, તો આપણે સમજવુ કે, તેના હૃદયમા ધર્મનુ સ્થાન કાયમ છે પરમાત્મા તેના મનોમન્દિરમા જીવત રૂપે બીરાજે છે પોતાનાથી વયમા અને આચાર વિચારથી ઊંચાઓનો અવિનય કરનાર, તિરસ્કાર કરનાર, બીજાનુ ભુડુ કરનાર, અવર્ણવાદ બોલનાર દુઃખ દેનાર, સતાપનાર, નિંદા કરનાર, ઇર્ષા અદેખાઇ કરનારને કુદરત (કર્મ) તરફથી ગુપ્ત સખત શિક્ષા કરવામા આવે છે અને સખત ફટકો લાગે છે જો તમારી પાસે ધન છે પણ તેનો સદુપયોગ કરતા નથી આવડતુ તો તે ધન તમારા માથા ઉપર એક પ્રકારનો ભાર છે કે જે ભાર તમારા મરણ સમયેજ ઉતરશે ઉત્તમ કુળમા જન્મ (પેદા) થવાથી કાંઈ મનુષ્ય ઉત્તમ બની શકતો નથી, પણ શ્રેષ્ઠ આચાર, વિચાર અને ઉચ્ચારથી મનુષ્ય ઉત્તમ બની શકે છે વૃક્ષના કોટરમા રહેલો અગ્નિ જેમ વૃક્ષને નવપલ્લવિત થવા દેતો નથી, તેમ રાગ, દ્વેષ ઇર્ષા, અદેખાઇ રૂપ અગ્નિ જેના હૃદયમા વસે છે, તેઓને વિનય વિવેક સમકીતાદિ ગુણો વિકાશ પામી શકતા નથી લસણમા કસ્તુરીની સુગધ (વાસના) ન આવે, તેમ મલીન અતઃકરણમા જિનમતની વાસના ઉત્પન્ન થતી નથી જેણે સ્તનપાનની સાથે જિનમતનુ પાન કરેલુ છે તેઓ વિનયાદિ ગુણોને પ્રાપ્ત કરી શકે છે તમોગુણવાળા માણસો અધ, અજ્ઞાન અને એદી જેવા હોય છે રજોગુણવાળા માણસો અવિચારી ને સાહસી હોય છે સત્વગુણવાળા માણસો શાન્ત, ઠરેલ અને વિચારવાન હોય છે, દુનીયાની ધમાલમા પડતા નથી હમેશા મનને પરમાત્મા વિષે રાખે છે, શાન્ત વૃત્તિમાજ રહે છે પાપના ઉદયથી ઇર્ષા, અદેખાઇ, તૃષ્ણા આદિથી જેની બુદ્ધિ હણાઇ ગઇ છે તેવાઓને દેવ ગુરૂની ભક્તિ મનમા ક્યાથી હોય? તો પછી ઉત્તમ એવુ સમ્યગદર્શન શાનુ હોય? (નજ હોય.)

પાપના બધા સ્થાનકો ઉપર પીઠ ફેરવી મુખ નિરતર પરમાત્મા તરફ રાખી ઉભા રહેવુ

દ્વાદશવ્રત અને પાચ મહાવ્રતની પાલના સમ્યક્ત્વ વિના સ

સાર વૃદ્ધિ કરનાર થાય છે વ્રતોની પાલના જીવોને ઠેઠ ગ્રૈવેયક સુધી ચડાવે છે પણ મુક્તિ પામી શકતા નથી જ્ઞાન અને ચારિત્ર રૂપ રત્નો સમ્યક્ત્વ વિના કાચની કિંમતવાલા ગણાય છે, સામાન્ય ધર્મ, તપ, જપ, ધ્યાન, પરોપકાર અને વિનયાદિ ગુણરૂપ રત્નવાલાની કિંમત સમ્યક્ત્વ વિના શૂન્યપ્રાય છે સમકીત વિના જીવ ભલે સ્વર્ગાદિના સુખ અનુભવતો હોય, પરતુ પરિણામે દુખી છે સમ્યક્ત્વ રત્નની જેને પ્રાપ્તિ થયેલ છે, તે જીવ ભલે નરકાવાસના ઘોર દુ ખો અનુભવતો હોય તો પણ પરિણામે સુખી છે સમ્યક્ત્વ સમાન કોઇ દુનીયામા રત્ન છેજ નહી જેની પાસે ઝેર નિવારણની બુટી છે, તેને સર્પનો ભય નથી, તેમ સમકીતીને સસારરૂપી સર્પનો ભય નથી. વાઝણી સ્ત્રીને પતિનો જોગ છતે પુત્રની પ્રાપ્તિ નથી થતી તેમ ગાઢ મિથ્યાત્વીને દેવ ગુરૂનો જોગ છતે સમ્યક્ત્વ રત્નની પ્રાપ્તિ દુલભ છે અનેક પ્રકારના લાભ કરતા મોટામા મોટો સમકીતનો લાભ છે

અનાદિ કાળથી જેટલુ જાણ્યુ છે, તેટલુ બધુય અજ્ઞાનજ છે. તેનુ વિસ્મરણ કરવુ જીવ પોતાને ભુલી ગયો છે, અને તેથી સત્ સુખનો તેને વિયોગ છે, એમ સર્વ ધર્મ સમત છે જગતમા રૂડુ દેખાડવા માટે મુમુક્ષુ કઇ આચરે નહિ પણ રૂડુ હોય તેજ આચરે. પ્રમાદવાલાને સર્વથા ભય છે અપ્રમાદવાલાને કોઇ રીતે ભય નથી.

જો આત્મજ્ઞાન ન હોય તો સર્વ પદાર્થના જ્ઞાનનુ નિષ્ફલપણુ છે જો કોઇ આત્મજ્ઞાન બને તો આ મનુષ્યપણાનુ મૂલ્ય કોઇ રીતે ન થઇ શકે તેવુ છે

જ્યાસુધી પોતાના દોષોને વિચારી સક્ષેપ કરવાને પ્રવૃત્તમાન ન થવાય ત્યાસુધી પરમાત્માના કહેલો માર્ગ પરિણામ પામવો કઠણ છે આ વાતપર મુમુક્ષુ જીવે વિશેષ વિચાર કરવો ઘટે છે સમસ્ત વિશ્વ ઘણુ કરીને પર કથા પરવૃત્તિમા વહ્યુ જાય છે, તેમા રહીને સ્થિરતા કયાથી પ્રાપ્ત થાય? આત્માને તરવામાટે મનોનિગ્રહતાને આધીન છે અને તેમા વિઘ્નરૂપ નીચેના દોષો છે

૧ આળસ, ૨ અનિયમિત ઊંઘ, ૩ વિશેષ આહાર ૪ ઉન્માદપ્રકૃતિ, ૫ માયાપ્રપચ ૬ અનિયમિત કામ, ૭ અકરણીય વિલાસ,

૮ માન, ૯ મર્યાદા ઉપરાંત કામ ૧૦ આપવડાઈ, ૧૧ તુચ્છ વસ્તુથી આનંદ, ૧૨ રસગારવ લુબ્ધતા, ૧૩ અતિભોગ, ૧૪ પારકું અનિષ્ટ ઇચ્છવું ૧૫ કારણવિનાનું રળવું ૧૬ ઝાઝાનો સ્નેહ, ૧૭ અયોગ્ય સ્થળે જવું, ૧૮ એકે ઉત્તમ નિયમસાધ્ય ન કરવો, એ ૧૮ દોષ જવાથી મનની નિગ્રહતા અને ધારેલી સિદ્ધિ થઈ શકે છે ઝાઝા મેળાપ, અને થોડા સાથે અતિ સમાગમ એ બન્ને સરખા દુઃખદાયક છે અલ્પ-આહાર, અલ્પવિહાર, અલ્પનિદ્રા, નિયમિતવાચા નિયમિતકાયા અને અનુકૂળ સ્થાન, એ મનને વશ કરવાના ઉત્તમ સાધનો છે

જ્ઞાનીપુરુષની અવજ્ઞા બોલવી તથા તેવા પ્રકારના પ્રસંગમાં ઉત્સાહિત થવું, એ જીવનું અનંત સંસાર વધવાનું કારણ છે, એમ તીર્થંકર કહે છે તે પુરુષના ગુણગ્રામ કરવા, તે પ્રસંગમાં ઉત્સાહિત થવું, અને તેની આજ્ઞામાં સરળ પરિણામે પરમ ઉપયોગે વર્તવું, એ અનંત સંસારને નાશ કરનારું પ્રભુએ કીધું છે અને તે વાક્યો જિન આગમને વિષે છે ઘણા જીવો તે વાક્ય શ્રવણ કરતા હશે તથાપિ પ્રથમ વાક્યને અફળ અને બીજું વાક્ય સફળ કર્યું હોય, એવા જીવો તો થોડાજ હશે પ્રથમ વાક્યને સફળ, અને બીજા વાક્યને અફળ, એમ જીવે અનંત વાર કર્યું છે તેવા પરિણામમાં આવતા તેને વખત લાગતો નથી, કારણકે અનાદિ કાળથી મોહ નામનો મદિરા તેના આત્મામાં પરિણામ પામ્યો છે

જ્ઞાની પુરુષનું ઓળખાણ નહીં થવામાં ઘણું કરીને જીવના ત્રણ મોટા દોષ જણાય છે એક તો "હું જાણું છું" "હું સમજું છું" એવા પ્રકારનું જે માન જીવને રહ્યા કરે છે તે માન બીજું પરિગ્રહાદિકને વિષે જ્ઞાની પુરુષપર રાગ કરતા પણ વિશેષ રાગ, ત્રીજું લોક ભયને લીધે, અપકીર્તિ ભયને લીધે, અને અપમાન ભયને લીધે જ્ઞાનીથી વિમુખ રહેવું તેના પ્રત્યે જેવું વિનયાન્વિત થવું જોઇએ તેવું ન થવું એ ત્રણ કારણો જીવને જ્ઞાનીથી અજાણ્યો રાખે છે હું જાણું છું, હું સમજું છું, એ દોષ ઘણીવાર વર્તમાનમાં પ્રવર્તે છે

કદાપિ પુણ્યયોગે સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય પણ સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર પામવું મહા દુર્લભ છે કદાપિ સમ્યગ્ચારિત્ર પ્રાપ્ત

થાય પણ તેને આયુષ્ય પર્યંત નિર્વાહ કરી સમાધિમરણ સુધી નભાવવું ઘણુંજ મુશ્કેલ છે તે રત્નત્રયને પ્રાપ્ત કરી જો જીવ તીવ્ર કષાયો વિગેરેના ઉદયથી તેને ગુમાવી દે છે, તો જેમ સમુદ્રમાં ચિંતામણિરત્ન પડી જાય તે પાછું મેળવવું જેમ દુર્લભ છે તેમ તે રત્નત્રય પાછું મેળવવું દુર્લભ થઇ પડે છે તેથી પ્રત્યેક ભવ્ય જીવે પ્રાપ્ત થયેલું તે રત્નત્રય મતન તન, મન અને ધનથી આચરવું જોઇએ

જૈન મહાત્માઓ પ્રતિબોધ આપે છે કે, હે આત્મન્ ! તુ આ પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ પ્રમુખમાં અનંતા પુદ્ગલ પરાવર્ત્તથી ભમ્યો છે, તેમાં અકામ નિર્જરાએ કરી શુભ પુણ્યના ઉદયથી ત્રસપણુ પામ્યો, પછી અનુક્રમે મનુષ્યભવ વગેરે સામગ્રી પ્રાપ્ત થયા છતા પણ તને બોધિરત્ન પ્રાપ્ત થયું નહિં જો એક વખત બોધિરત્ન પમાયું હોત તો તારે આટલો કાળ સંસારમાં પર્યટન કરવું ન પડત હે આત્મા ! તુ ઘણીવાર દ્રવ્યરત્ન પામ્યો હોઇશ પણ સમ્યગ્જ્ઞાનને આપનારૂં બોધિબીજરત્ન કદિપણ પામ્યો નહિ, તે બોધિબીજનો પ્રભાવ લોકોત્તર છે જે જીવો સિદ્ધ થયા છે, સિદ્ધ થશે અને અત્રે સિદ્ધ થાય છે, તે સર્વે સમ્યકત્વના માહાત્મ્યથીજ થાય છે સમ્યકત્વ અને રત્નત્રય પામવાને માટે મનુષ્ય ગતિ સર્વોત્તમ સાધન છે તપ, વ્રત, નિયમ અને સયમાદિ ગ્રહણ કરી નિર્વાણ પદવી પ્રાપ્ત કરવામાં મનુષ્ય ગતિ ઉપયોગી છે, તેથી હે જીવ ! તુ મનુષ્ય ગતિને સાર્થક કરવાને સમ્યકત્વને સપાદન કરવા યત્ન કરજે. જો સમ્યક્ત્વ નહીં હોય તો બીજા બધા ગુણો નકામા છે અને શાસ્ત્રકાર લખે છે કે—

“ दसणभट्टो भट्टो, दंसणभट्टस्स नत्थि निव्वाण ।
सिज्झति चरणरहिया, दसणरहिया न सिज्झति ॥१॥

જે પુરૂષ સમ્યકત્વથી ભ્રષ્ટ થયો, તેજ ભ્રષ્ટ થયેલો કહેવાય છે કદાપિ દ્રવ્યચારિત્રથી રહિત એવા પુરૂષો મોક્ષ પામે છે, પણ જેઓ સમ્યકત્વથી રહિત છે, તેઓ મોક્ષ પામતા નથી

હે ભવ્ય-આત્માઓ ! તેથી તમે દુર્લભ એવા બોધિરત્નની

ઉપાસના કરો. નિષ્કપટ અને શુદ્ધ હૃદયથી સેવન કરેલ બોધિરત્ન તમારા જીવનને ઉચ્ચ કોટીમા લાવશે, અને તમારા આત્માને દિવ્ય આદર્શની જેમ નિર્મલ બનાવશે જો તમારામા એ બોધિબીજનો અંકુર પ્રગટ થશે તો તમે આસ્તિકપણાના સંપૂર્ણ લક્ષણો મેળવી શકશો, અને જ્યારે તમે સંપૂર્ણ આસ્તિક બનશો ત્યારે તમે મોક્ષ લક્ષ્મીના સ્વામી થવાના અધિકારી બનશો હે પ્રિય ભવ્યજનો! તે આસ્તિકપણાના આ છ લક્ષણોનુ તમારા હૃદયમા સદા મનન કરજો તે આ પ્રમાણે—૧ તીર્થ, જિન અને ગુરૂ ઉપર ભક્તિ, ૨ ધર્મશાસ્ત્રને વિષે રૂચિ, ૩ દયા, ૪ સુપાત્રદાન, ૫ પ્રિયવચન, અને ૬ વિવેક, આ ૬ લક્ષણોથી યુક્ત એવો આસ્તિક ભવ્ય મનુષ્ય પોતાના માનવ જીવનને સાર્થક કરી કષ્ટરૂપ કર્મ જાલમાથી મુક્ત થઈ શકે છે તેવા આસ્તિક નરની મનોવૃત્તિ ઉપર આ બોધિદુર્લભ ભાવનાનો દિવ્ય પ્રકાશ પડે છે તેથી આ મહાન્ ભાવના ભાવવાને માટે દરેક ભવ્ય આત્માએ સતત યત્ન કરવો આ ભાવનાને માટે નીચેનુ પદ સદા સ્મરણમા રાખવુ

" आत्मनैर्मल्यजननी जननी पुण्यसततेः ।
धारिणी धर्मबीजस्य बोधिदुर्लभभावना " ॥ १ ॥

આત્માને નિર્મલતા આપનારી, પુણ્યની શ્રેણીને પ્રગટ કરનારી અને ધર્મના બીજને ધારણ કરનારી એવી બોધિદુર્લભ ભાવના છે

श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलङ्कृता–
स्तच्छिष्या विजयप्रपूर्वकमला सूरीश्वरा राजिता ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेपात्र सभाविता ।
स्वख्याते शुभभावना भविजनख्यातप्रमोदप्रदा ॥ १ ॥



## ૧૨ ધર્મદુર્લભ ભાવના



વનના પવિત્ર પ્રવાહને પ્રગટ કરનારી, અને પરિણામે મહાગતિને સંપાદન કરાવનારી ધર્મ દુર્લભ ભાવના અત્યંત ઉપયોગી છે, જ્યારે બોધિબીજ પ્રાપ્ત થાય છે ત્યારે ધર્મ સાધવાની પ્રવૃત્તિ થાય છે, તેથી બોધિબીજની ભાવના પછી ધર્મદુર્લભ ભાવનાનો ક્રમ રાખવામા આવ્યો છે

આ વિકટ સંસારમા ધર્મને જાણવાની સામગ્રી પ્રાપ્ત થવી અતિ દુર્લભ છે ધર્મનુ શરણુ કરવુ, અને ધર્માત્માની સંગતિ કરવી તે કોઈ વીરલા પુરૂષનેજ પ્રાપ્ત થાય છે જ્યારે મોહની મંદતા અને કર્મની ઉપશમતા થાય છે, ત્યારેજ ધર્મ ઉપર શ્રદ્ધા પ્રગટે છે સંસારની વાસનાથી વાસિત થયેલા જીવને વિષય, કષાય સ્ત્રી, પુત્ર અને ધનાદિકમા જેવી પ્રીતિ થાય છે તેવિ પ્રીતિ જો ધર્મની અંદર થાય તો તે આ સંસારના સમગ્ર દુ:ખનો નાશ કરવાને સમર્થ થઇ શકે છે

દરેક સંસારીજીવ નિરંતર સુખની ઈચ્છા રાખે છે, અને પોતાના જીવનને સુખી કરવા તન, મન અને ધનથી યત્ન કર્યા કરે છે, પણ તે સુખ થવાનુ કારણ શુ છે ? તેનો તે વિચાર કરતો નથી તે સુખ થવાનુ ખરૂ કારણ ધર્મજ છે, જ્યાસુધી સંસારી જીવ તે ધર્મ તરફ આદર કરતો નથી ત્યાસુધી તેને સુખની પ્રાપ્તિ થવાની નથી બીજ વાવ્યા વિના ધાન્યની પ્રાપ્તિ શી રીતે થઈ શકશે ? આ જગતમા રાજાપણુ, ચક્રવર્તીપણુ, ઇંદ્રપણુ અને છેવટે તીર્થંકરપણુ પણ ધર્મથીજ પ્રાપ્ત થઇ શકે છે ધર્મના દિવ્ય પ્રભાવની આગળ કોઇપણ પદાર્થ દુર્લભ નથી ઉત્તમ કુલ, રૂપ, ઐશ્વર્ય, બલ, સંપદા અને સૌભાગ્ય વગેરે પામવા તે ધર્મથીજ પામી શકે છે શાસ્ત્રકાર લખે છે કે—

> "चिन्तामणिर्निधिर्दिव्य: स्वर्धेनु: कल्पपादप: ।
> धर्मस्यैते श्रिया सार्द्धं मन्ये भृत्याश्चिरन्तना ॥ १ ॥"

ભાવાર્થ —ચિંતામણિ, દિવ્ય નિધિ, કામધેનુ અને કલ્પવૃક્ષ

એ લક્ષ્મીની સાથે ધર્મના લાભા વખતના મેનકો છે, એમ હુ માનુ છુ અર્થાત્ જ્યા ધર્મ હોય ત્યા તેઓ તેના મેનક તરીકે રહે છે

" धर्मो नरोरगाधीश–नाकनायकवाछताम् ।
अपि लोकत्रयीपूज्या श्रिय दत्ते शरोरिणाम् ॥ २ ॥

ભાવાર્થ—ધર્મ જીવોને ચક્રવર્તી, ધરણેન્દ્ર તથા દેવેન્દ્રોએ ઇચ્છેલી અને ત્રણ લોકમા પૂજ્ય એવી લક્ષ્મી આપે છે ૨

હે ભવ્ય આત્મા! આવુ ધર્મનુ મહાત્મ્ય જાણી તેને પ્રાપ્ત કરવા માટે તુ સતત યત્ન કરજે ધર્મ એ મનુષ્ય જીવનમા દિવ્ય પદાર્થ છે જેમ સૂર્ય વિના દિવસ, ચદ્ર વિના રાત્રિ, જીવ વગરે શરીર, દીવા વગર ઘર, વિદ્યા વિના મનુષ્ય, નેત્ર વિના મુખ, છાયા વિના વૃક્ષ અને દયા વગર ધર્મ શોભતા નથી, તેમ ધર્મ વિના જીવ શોભતો નથી તે ધર્મ રોગીને વૈદ્ય, નિર્ધનને ધન, અનાથનો નાથ અને ગુણરહિતને ગુણના સમુદ્ર સમાન છે આવા મહાન ધર્મનો આશ્રય કરવાને તુ સદા સાવધાન રહેજે

હવે એ ધર્મનુ સ્વરૂપ કેવુ હોય? તે જાણવુ જોઇએ, જેમણે કેવળજ્ઞાનવડે આ જગત્ના સર્વ ભાવ જાણ્યા છે, અને જેઓ નિષ્પક્ષપાત, મહોપકારી તથા શ્રીવીતરાગ કહેવાય છે, તેવા શ્રીઅરિહત પ્રભુજ ધર્મના સ્વરૂપને યથાર્થપણે પ્રકાશમાન કરે છે તે ધર્મના મુખ્ય દશ પ્રકાર કહેલા છે જેમકે—

" तितिक्षा मार्दव शौच आर्जव सत्यसयमौ ।
ब्रह्मचर्य तपस्त्यागा–किंचन्य धर्म उच्यते ॥ १ ॥

ક્ષમા માર્દવ, શૌચ આર્જવ-સરળતા, સત્ય, સયમ, બ્રહ્મચર્ય, તપ, ત્યાગ અને અકિંચન્ય એ દશ પ્રકારનો ધર્મ કહેવાય છે ૧

આ દશ પ્રકારના ધર્મને યથાર્થ જાણનાર શ્રી અરિહત ભગવાનજ છે કારણકે, તે પ્રભુએ કેવળજ્ઞાનના પ્રભાવથી જગત્ના સર્વ

ભાન જાણી લીધા છે વીતરાગપણાને લઈને તેમની વાણીમા અસ-
ત્યતા આવતી નથી તેથી તેઓએ પ્રરૂપેલો ધર્મ સત્યજ હોય છે,
એવા યથાર્થ પ્રરૂપેલા ધર્મના પ્રસાદથી મનુષ્ય ઉભય લોકના
કલ્યાણો પ્રાપ્ત કરી શકે છે આ વિશ્વ ઉપર પ્રસરી રહેલુ કુદરતનુ
મહાન્ રાજ્ય એ ધર્મને આધારેજ ચાલે છે માનુષી અને દેવતાઈ
ઉચ્ચ સમૃદ્ધિઓ પ્રાપ્ત કરવાનુ મુખ્ય સાધન ધર્મજ છે ધર્મનો દિવ્ય
મહિમા અદ્ભુત અને આનંદજનક છે આ સસારમા તીર્થંકરપણુ,
ઇંદ્રપણુ, ચક્રવર્તીપણુ, અને વાસુદેવપણુ એ ધર્મથીજ સપાદન
થાય છે ઉત્તમ જાતિ, કુલ રૂપ, બલ, ઐશ્વર્ય, સપદા, અને સૌભાગ્ય
વગેરે ઉચ્ચ ભાવો તે ધર્મરૂપી કલ્પવૃક્ષના મધુર ફલરૂપ છે આ
સસારરૂપ ભયકર અટવીમા ભટકનારા ભવ્ય આત્માને તે ધર્મજ
માર્ગદર્શક થાય છે તે પિતાની જેમ રક્ષક છે, માતાની જેમ પોષક
છે, મિત્રની જેમ પ્રેમી છે, અને બધુની પેઠે સ્નેહી છે

૧ વાદવિવાદ ન કરે, સમભાવે રહે, પરભાવને સર્વથા અ-
સ્થિર જાણે પરપુદ્‌ગલમા આસક્તી નહી, સ્વભાવમા રહે, તેજ જ્ઞાન
અને વૈરાગ્ય કહેવાય છે ૨ પરની ઇચ્છા, આશીભાવ, દીનપણુ કર્મા-
ધીનતા, જન્મમરણ અજ્ઞાન એજ પરમ દુઃખ છે ૩ આત્માનો
રસ્તો બતાવે, આત્માને ઓળખાવે તે સદ્‌ગુરૂ જાણવા ૪ આત્માને
શાશ્વતો જાણે તેજ વિવેક અને સમકીત ૫ આત્મજ્ઞાન સિવાય
બાહ્ય જ્ઞાન તે આત્મગુણનો આસ્વાદન પામે નહી ૬ જે આત્માના
ધર્મને બતાવે કર્મજાળથી મુકાવે, તે ગુરૂ સજ્જન કહેવાય ૭ આત્મ
બોધ, અનુભવજ્ઞાન સ્પર્શજ્ઞાન, તે જ્ઞાન જાણવુ ૮ સર્વ વસ્તુને
જ્ઞાન જાણે છે ૯ જ્ઞાનચેતના જાગે ત્યારે પોતાની કથા પોતે કહે
૧૦ સમકીત છીપ સમાન છે, તેમા ગુરૂના વચન મોતી સમાન છે.
૧૧ વૈરાગ્ય તે કલ્પવૃક્ષ આનદ તે સુધા, શુદ્ધભાવ તે ચદ્રમા કહે-
વાય ૧૨ ચેતના બે પ્રકારની છે, તેમા જ્ઞાનચેતના તેથી મોક્ષ અને
કર્મચેતનાથી સસાર થાય છે ૧૩ જ્યાસુધી હૃદયમા પ્રમાદ છે, ત્યા-
સુધી પરાધીનપણુ છે ૧૪ વૈરાગ્ય શૃગારની સાથે હોય નહિ અને
શૃગારની સાથે વૈરાગ્ય પણ હોય નહિ, જ્ઞાન તે વૈરાગ્ય સાથે અને
વૈરાગ્ય તે જ્ઞાનસાથે હોય પણ જુદા હોય નહિ ૧૫ વિતરાગના વચનની
અસર વિષય, કષાય, નિસ્વાદ ન લાગ્યા તો જાણવુ કે, વિતરાગના

વચન કાને સાભળ્યા નથી ૧૬ જગતનો માર્ગ પ્રમાદનો છે, અને મોક્ષ માર્ગ અપ્રમાદનો છે

મન વચન કાયાથી કરેલ કર્મ, તે તપ સજઝાદિ શુભ વ્યાપારે નાશ પામે ૧ સત્તાએ રહેલ કર્મ, શુભ ઉપયોગે નિર્જરે ૨ મિથ્યાત્વના બાધેલા કર્મ, સમ્યકત્વથી જાય ૩ અવિરતીના બાધેલા કર્મ વિરતી કરવાથી જાય ૪ કષાયથી બાધેલા કર્મ, ઉપશમાદિકથી જાય ૫ પ્રમાદથી બાધેલા કર્મ, અપ્રમાદથી જાય ૬ ઇન્દ્રિય વિષયના બાધેલા કર્મ તપસ્યા કરવાથી જાય ૭ શુદ્ધ ઉપયોગે ધર્મ પોતાના દ્રવ્યગુણપર્યાયમા તન્મય ૮ અશુદ્ધ ઉપયોગે રાગદ્વેષ, તદ્‌ઉપયોગે કર્મબધ ૯ શુભ ઉપયોગે પુણ્યબધ ૧૦ અશુભ ઉપયોગે પાપબધ ૧૧ પાપે અશાતા ૧, પુણ્યે સાતા ૨ કર્મે સસાર ૩ અને ધર્મે મોક્ષ ૪ ધર્મ તે આત્મસ્વભાવ જનિત ૫ અને પુણ્યપાપ તે કર્મજનિત ૬ પુણ્ય તે બધ છે, ભોગ છે, આશ્રવ છે, અને ક્ષય પણ છે

ધર્મ તે સવરરૂપ છે, નિર્જરારૂપ છે, અને અક્ષય છે તે સમકીતીને હોય, જ્યાસુધી જીવ સકલ્પવિકલ્પમા પ્રણમે છે ત્યાસુધી કર્મ બધાય છે જીવ નિર્વિકલ્પભાવે પ્રણમે ત્યા ધર્મ નીપજે વિકલ્પે કર્મ, નિર્વિકલ્પે ધર્મ કર્મચેતના તે રાગદ્વેષરૂપે પ્રણમવુ કર્મફલ ચેતના તે ઉદય આવેલા કર્મને વેદવુ દ્રવ્યકર્મ તે આઠકર્મ, ભાવ કર્મ તે રાગદ્વેષાદિ અશુદ્ધ પરિણામ નોકર્મ તે પાચ શરીર, કર્મ ચેતના તે ત્રસ જીવને હોય કર્મફલ ચેતના તે એકેંદ્રિય જીવને હોય જ્ઞાન ચેતના તે સમકીતીને હોય, પરાક્રમ તે ઉદયાનુસારે, બલ તે શરીરનુ, વીર્ય તે આત્માનુ, દ્રવ્યનિર્જરા તે કર્મની વરગણાને ઘટાડવી ભાવનિર્જરા તે રાગદ્વેષ મોહાદિનુ ઘટાડવુ તે દ્રવ્યજ્ઞાન તે શાસ્ત્રાદિનુ પઠનરૂપ ભાવજ્ઞાન તે આત્માના સ્વરૂપનુ જાણપણુ, અજ્ઞાનીનો નિશ્ચય તે જન્મમરણનુ કારણ છે, અને જ્ઞાનીનો નિશ્ચય તે મોક્ષનુ કારણ છે

આવા ધર્મને માટે પ્રત્યેક ભવ્ય પ્રાણીએ આદર કરવો જોઇએ જે જીવ એવા ધર્મથી વિમુખ રહે છે, તે જીવ પોતાના માનવ જીવનનો દુરૂપયોગ કરે છે વૈરાગ્યરૂપ અમૃતસાગરમા મગ્ન રહવા

મહાત્માઓ પોકાર કરીને કહે છે કે, હે ભવ્ય જીવ! તુ પ્રમાદ અને મોહને વશ થઇ ધર્મનો અનાદર કરીશ નહીં આ સસારના મોહનો કેફ તને ઉન્માર્ગે ચડાવી દેશે એ કેફને લઇને તારામા જાતિ વગેરેના અભિમાન, ક્રોધ, પ્રમાદ ઇત્યાદિ દુર્વ્યસનો અને બીજા દુર્ગુણો પ્રગટ થઈ આવશે, જેથી તુ આ ભવસમુદ્રને તારનારા જિનધર્મને ભુલી જઇશ, અને ઉલટી તારા હૃદયમા સસારસુખની વાસનાઓ વધારે પ્રબળ થઇ આવશે અરે મોહી આત્મા! તુ સત્વર ચેતીને ધર્મરત્નને સપાદન કરવા પ્રયત્ન કરજે પશુપાળ જેવા સ્વલ્પ પુણ્યવાલા પ્રાણીઓને જેમ ચિંતામણી રત્ન સુખે પ્રાપ્ત થતુ નથી, તેમ સમ્યકત્વાદિ ગુણરૂપ વૈભવનગરના પ્રાણીઓને શુદ્ધ ધર્મરૂપ ચિંતામણી રત્ન પ્રાપ્ત થતુ નથી તેના અર્થને દર્શાવનારી નીચેની ગાથા જૈન આગમમા પ્રખ્યાત છે—

**जह चिंतामणिरयण, सुलह नहु होइ तुच्छविहवाणं**
**गुणविहववजिआणं, जियाण तह धम्मरयणंपि ॥१॥**

હે પ્રાણી! તુ તેના ધર્મરત્નની પરીક્ષા કરી તેનુ સેવન કરવાને સદા તત્પર રહેજે જ્યાસુધી એ દિવ્ય અને સર્વવાછિત અર્થને આપનાર ધર્મરત્નની પરીક્ષા કરવાને તુ સમર્થ થઇશ નહિં ત્યાસુધી તારૂ બીજુ બધુ ડહાપણ નકામુ થઇ જવાનુ છે પુરૂષમા ગમેતેવુ શિલ્પ ચાતુર્ય હોય, કલાકૌશલ્ય હોય ઔદાર્ય તથા શૌર્યાદિ ગુણોમા કુશળતા હોય, અને રત્નાદિકની પરીક્ષા કરવાની ઉંચી જાતની નિપુણતા હોય પણ જો તેનામા સત્ય ધર્મરત્નની પરીક્ષાનુ ચાતુર્ય ન હોય તો તે સર્વ નકામુ છે, તેથી હે જીવ! તુ ધર્મરત્નનો ખરો ઝવેરી બનજે, કે જેથી તારા બીજા બધા ગુણો ઉચ્ચ કોટીના ગણાશે જો તુ તે ધર્મરત્નનો ખરો ઝવેરી બનીશ તો તે ધર્મરત્નનો ઉચ્ચ લાભ મેળવવાને તુ ખરો ભાગ્યશાળી થઇશ

હે આત્મા! તે ધર્મરત્નને જૈન વિદ્વાનો એક અદ્વિતીય કલ્પવૃક્ષની ઉપમા આપે છે દેવતાઓના લોકમા રહેલ કલ્પવૃક્ષ તો આ લોકના પૌદ્ગલિક સુખોજ આપે છે, અને તે ધર્મરૂપી કલ્પવૃક્ષ સ્વર્ગ

તથા મોક્ષના સુખ આપે છે તેથીજ તે ધર્મરૂપી કલ્પવૃક્ષ અદ્વિતીય અથવા અપૂર્વ કહેવાય છે તેને માટે નીચેની ગાથા પૂર્ણ સાબીતિ આપે છે

" जिणधम्मो य जीवाण अपुव्वो कप्पपायवो ।
सग्गापवग्गसुक्खाणं फलाण दायगो इमो ॥ १ ॥

હે જીવ! આ પવિત્ર ગાથાને તારા હૃદયમા સ્થાપી રાખી તે પ્રમાણે વર્તનાને યત્ન કરજે અર્થાત્ તે અપૂર્વ ધર્મરૂપી કલ્પવૃક્ષની શિતળ શાંતિ આપનાર અને સુખકારી છાયાનો આશ્રય કરજે તેના આશ્રયથી તને આ સંસારના આધિ, વ્યાધિ અને ઉપાધિના અંતરાયો નડશે નહિ તારી ભવ્ય ભાવનામા વધારો થશે તારા હૃદયમા આનંદના ઊર્મિઓ ઉછળશે, અને સમતાની સુધા પ્રસરશે

હે ભવ્ય આત્મન્! તારા હૃદયમા આ પરમદુર્લભ ભાવનાને સ્થાન આપજે, તે ભાવનાના બળથી તુ અનેક પ્રકારના લાભો મેળવવા સાથે મનુષ્ય જીવનની ઉચ્ચ કોટી મેળવી શકીશ અને તારા અંતરમા આત્મજ્યોતિનો પ્રકાશ પાડી શકીશ, ભગવાન્ તીર્થંકરોએ આ વિશ્વનો મહાન્ ઉપકાર કરવાને માટેજ ધર્મની પ્રરૂપણા કરી છે અને તે દ્વારા પ્રાણીઓને કલ્યાણના માર્ગો બતાવ્યા છે જગતના સર્વ જીવો ઉપર દયામય ધર્મરૂપ અમૃતને વર્ષાવવાને માટેજ તે મહાત્મા દેવાધિદેવની પ્રવૃત્તિ થઈ છે, અને તે પ્રવૃત્તિ ભરત ક્ષેત્રની ભુમી ઉપર સર્વ ધર્મોની અંદર સંપૂર્ણ વિજયવતી થઈ છે તો સારા મિત્રરૂપ પરમ ગુરૂરૂપ, અને તે મોક્ષના માર્ગમા રથરૂપ એવા તે ધર્મનો આશ્રય કરવા તન મન, અને ધનથી પ્રયત્ન કરવો જોઈએ તેને માટે નીચેની ગાથાની ઉદ્ઘોષણા જૈનાચાર્યો એકે અવાજે કરે છે—

" धम्मो बधु सुमित्तो य धम्मो य परमो गुरु ।
मोक्खमग्गपयट्टाण धम्मो परमसदणो ' ॥ १ ॥

ભાવાર્થ —જિન ધર્મ વિપત્તિમા સહાય કરનાર બધુરૂપ છે, તે સારા મિત્રની જેમ હિતકારી છે, તેમ અસત્ય માર્ગમાથી પાછો

નાશનાર ગુરૂરૂપ છે, અને મોક્ષ માર્ગે લઇ જવામા ગ્થરૂપ છે ૧

હે ભવ્યાત્મા! તુ આ ઉપરની ગાથાનુ સદા સ્મરણ કરી આ બારમી ધર્મદુર્લભ ભાવના ભાવજે, અને તારા મનુષ્ય જીવનનો ઉદ્દેશ સિદ્ધ કરવાનેમાટે શ્રીજિનધર્મની સદા આરાધના કરજે

॥ इति धर्मदुर्लभ भावना ॥

श्रीयुक्ता गणिनोऽत्र मुक्तिविजया जातास्तपोऽलङ्कृता–
स्तच्छिष्या विजयप्रपूर्वकमला सूरीश्वरा राजिता ॥
तच्छिष्यैर्विनयप्रपूर्वविजयैरेषात्र सभाविता ।
स्वस्वांते शुभभावना भविजनस्वातप्रमोदप्रदा ॥ १ ॥





## आत्म भावना





ગનુ અનુષ્ઠાન કરવુ એ મારૂ અવશ્ય કર્તવ્ય છે યોગના અનુષ્ઠાનથી પાપનો ક્ષય થાય છે, અને તેથી આત્માનુ દર્શન થાય છે–યોગના બલથી દૃઢપ્રહારી અને ચીલાતીપુત્ર જેવા અઘોર કર્મના કરનાર પણ સદ્ગતિને પામ્યા છે જે જે મોક્ષે જાય છે, તે તે યોગને અવલબીને જાય છે, ને યોગ આઠ પ્રકારનો છે, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ–પહેલા યમના પાચ ભેદ છે, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ પ્રથમ અહિંસાવ્રત કેવી રીતે પાળવુ તે આ જગતમા રહેલા સર્વ જાતિના જીવો અને છકાયના જીવો તેમની હિંસા મનથી વચનથી, અને કાયાથી કરવી નહી, કરાવવી નહી, અને કર્તાને અનુમોદવી નહી, જે પહેલા ગયા કાલમા જીવોની હિંસા મે અજ્ઞાનથી મોહથી ક્રોધાદિકથી કરી હોય તેને વારવાર નિંદુ છુ,

ગરહુ છુ કે એ મારી ભુલ થઈ છે, વર્તમાન કાલમા સવરૂ છુ, કોતા કરતો નથી, અને આવતા વાલને માટે યાવત્ જીવન સુધી પચ્ચખ્ખાણ કરૂ છુ કે, કોઇ જીવની વિરાધના કરીશ નહિ, કોઇને દુખ આપવુ હોય ત્યારે પહેલુ પોતાને પુછવુ કે, તુ જે બીજાને દુઃખ આપે છે, તે દુઃખ કદાચ બીજો કોઇ જો તુને આપે તો કેવુ લાગે? ત્યારે તારા મનમા થાય જે અને તો સારૂ ન લાગે, ત્યારે જો તને સારૂ ન લાગે તો બીજાને પણ સારૂ નહિ લાગે, માટે કોઇ જીવને દુખ આપવુ નહિ જે કાઇ બીજાને દુઃખદાયક તે આ પણને પુરીને પડી બીજાને દુઃખ આપવુ કારણકે આત્મા સર્વનો સરખો છે આ મહાવ્રત બરોબર પાળવાથી તે માણસ જ્યા જાય છે, ત્યાના માણસોનો અને તિર્યચોના વેરભાવ શાન્ત થઈ જાય છે

બીજુ સત્ય મહાવ્રત ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી, અસત્ય બોલવુ નહિ, મનથી, વચનથી, કાયાથી, યાવજ્જીવિત પર્યંત અસત્ય બોલીશ નહિ, બોલાવીશ નહિ બોલતાને અનુમોદીશ નહિ પૂર્વે અજ્ઞાનથી, મોહથી, ક્રોધાદિથી જે અસત્ય બોલાયુ છે તેને વારવાર નિંદુ છુ, ગરહુ છુ, વર્તમાન કાળમા અસત્ય બોલતો નથી, અને આવતા કાળને માટે યાવજ્જીવિત પર્યંત અસત્ય બોલવાનુ પ્રત્યાખ્યાન કરૂ છુ, એમ બીજુ મહાવ્રત પાળીશ આ મહાવ્રતમા કદાચ બોલવુ પડે તો જેવુ દીઠુ હોય, સાભળ્યુ હોય, અને અનુભવ્યુ હોય તે બોલવુ, તેમા પણ વિચાર કરી મનને સત્ય લાગે તે બોલવુ સામા માણસને આપણો આશય સમજાય, અને છાપ પડે તેવુ બોલવુ વિદ્વતા ભરેલા વાક્યથી સામો ન સમજી શકે તેમ ન બોલવુ તે પણ સામાને હિતકારી હોય તો બોલવુ હિતકારી હોય પણ સામાને દુખ લાગે તેવુ હોય તો ન બોલવુ ત્યારે સત્ય હિતકારી, અને પ્રિયકારી એવુ વચન કામ પડે તો બોલવુ, બનતા સુધી મૌનપણે રહેવુ આ મહાવ્રત બરોબર પાળવાથી વચનસિદ્ધિ થાય છે

અસ્તેય મહાવ્રત કોઈની કાઇ પણ વસ્તુ તે ધણીની રજા વિના લેવી નહિ, પૂર્વે જે અજ્ઞાનથી, મોહથી, લોભથી, જે કાઇ પારકી વસ્તુ ચોરીની લીધી હોય તે નિંદુ છુ, ગરહુ છુ, વર્તમાન કાલમા કહ્યા વિના લેતો નથી, અને આવતા કાલ માટે યાવત્ જીવિતપર્યંત

મન વચન કાયાએ કરી ચોરીના પચ્ચખ્ખાણ કરૂ છુ, કે ધણીની રજા શિવાય મારે વસ્તુ ગ્રહણ કરવી નહિ આ મહાવ્રત બરોબર પાલનાથી મનમા ઇષ્ટ વસ્તુની ઇચ્છા હોય તે તત્કાળ પ્રાપ્ત થાય છે

બ્રહ્મચર્ય મહાવ્રત—સર્વ જાતિની સ્ત્રીઓ દેવની, મનુષ્યની, અને તિર્યંચની તેની સાથે અબ્રહ્મચર્ય સેવનને ત્યાગ કરૂ છુ, સ્ત્રીએ સર્વ પુરૂષો સાથે અબ્રહ્મચર્યને ત્યાગ કરવો, પૂર્વે જે અજ્ઞાનથી, મોહથી, અને રાગથી જે અબ્રહ્મચર્ય સેવ્યુ હોય, ઇચ્છાઓ કરી હોય, નિયાણા કર્યા હોય, તેને મન વચન કાયાયે કરી વારવાર નિંદુ છુ, ગરહુ છુ, કે એ મારી ભૂલ થઇ, વર્તમાન કાલમા બરોબર બ્રહ્મચર્ય પાલુ છુ, આવતા કાલને માટે યાવત્ જીવન પર્યંત મનથી, વચનથી, અને કાયાથી બ્રહ્મચર્ય પાલીશ અબ્રહ્મચર્ય સેવીશ નહિ, સેવરાવીશ નહિ, સેવતાને અનુમોદિશ નહિ, આ બ્રહ્મચર્ય પાલવા માટે નીચેના બોલો અવશ્ય પાલવાથી બ્રહ્મચર્ય બરોબર પળી શકે છે, પુરૂષાએ સ્ત્રીને રાગથી જોવી નહિ, તેની સાથે એકાતમા વિષયની વાર્તા કરવી નહિ, તે જ્યા રહેતી હોય ત્યા દિવસે અથવા રાત્રે રહેવુ નહિ. તેના અગોપાગ અને શરીરના અવયવો દેખવા નહિ, મનુષ્યના કે તિર્યંચના મૈથુન જોવા નહિ, પૂર્વે ભોગવેલા વિષયો યાદ કરવા નહિ, કામ ઉપજે તેવી વાર્તાઓવાળા પુસ્તકો વાચવા નહિ, સ્નિગ્ધ, અને પ્રમાણથી અધીક આહાર કરવો નહિ આ બોલો પુરૂષોએ સ્ત્રી વિષે અને સ્ત્રીયોએ પુરૂષ વિષે બરોબર પાલવા જોઇએ, તેથી બ્રહ્મચર્ય બન્યુ રહે છે બ્રહ્મચર્ય બરોબર પાલવાથી તેને ઘણુ બલ વધે છે, અને કોઇથી પરાભવ પામતો નથી, અને યાદશક્તિ વધે છે

અપરિગ્રહ મહાવ્રત—સચિત અને અચિત સર્વ પરિગ્રહનો ત્યાગ કરવો, પૂર્વે જે અજ્ઞાનથી, મોહથી, લોભથી પરિગ્રહ મેળવ્યો હોય, અભિલખ્યો હોય, નીયાણુ કર્યુ હોય, તેને વારવાર નિંદુ છુ, ગરહુ છુ, વર્તમાન કાલમા પરિગ્રહનો ત્યાગ કર્યો છે, અને આગામી કાલને વિષે યાવત્ જીવિતપર્યંત મન વચન કાયાયે પરિગ્રહ રાખવો નહિ, એ પ્રમાણે આ મહાવ્રત પાલવુ મૂર્ચ્છાનો ત્યાગ કરવો, એમ પાચ યમો પુરા થયા

નિયમ—હવે નિયમને અગીકાર કરૂ છુ, તે નિયમના પાચ ભેદ છે શૌચ, સતોષ, તપસ્યા, ધ્યાન, ઇશ્વર પ્રણિધાન શૌચ તે મન

ગરહુ છુ કે એ મારી ભુલ થઈ છે, વર્તમાન કાળમા સવરૂ કૈતા કરતો નથી, અને આવતા કાળને માટે યાવત્ જીવન સુધી પચ્ચ ખ્ખાણ કરૂ છુ કે, કોઈ જીવની વિરાધના કરીશ નહિ, કોઈને દુ: આપવુ હોય ત્યારે પહેલુ પોતાને પૂછવુ કે, તુ જે બીજાને દુ: આપે છે, તે દુ:ખ કદાચ બીજો કોઈ જો તુને આપે તો કે લાગે? ત્યારે તારા મનમા થાય જે મને તો સારૂ ન લાગ ત્યારે જો તને સારૂ ન લાગે તો બીજાને પણ સારૂ નહિ લાગે, મ કોઈ જીવને દુ:ખ આપવુ નહિ જે કોઈ બીજાને દુ:ખદાયક તે આ પાને પુછીને પછી બીજાને દુ:ખ આપવુ કારણકે આત્મા સર્વ સરખો છે આ મહાવ્રત બરોબર પાળવાથી તે માણસ જ્યા જાય ત્યાના માણસોનો અને તિર્યંચોના વૈરભાવ શાન્ત થઈ જાય છે

બીજુ સત્ય મહાવ્રત ક્રોધથી, લોભથી, ભયથી, હાસ્યથી અસત્ય બોલવુ નહિ, મનથી, વચનથી, કાયાથી, યાવજ્જીવિત પર્યંત અસત્ય બોલીશ નહિ, બોલાવીશ નહિ બોલતાને અનુમોદીશ નહિ પૂર્વે અજ્ઞાનથી, મોહથી, ક્રોધાદિથી જે અસત્ય બોલાયુ છે તેને વારવાર નિદુ છુ, ગરહુ છુ, વર્તમાન કાળમા અસત્ય બોલતો નથી અને આવતા કાળને માટે યાવજ્જીવિત પર્યંત અસત્ય બોલવાનુ પ્રત્યાખ્યાન કરૂ છુ, એમ બીજુ મહાવ્રત પાળીશ આ મહાવ્રતમા કદાચ બોલવુ પડે તો જેવુ દીઠુ હોય, સાભળ્યુ હોય, અને અનુ ભવ્યુ હોય તે બોલવુ, તેમા પણ વિચાર કરી [illegible] લાગે તે બોલવુ સામા માણસને આપણો આશય સમજ [illegible] તેવુ બોલવુ નિદ્રતા ભરેલા વાક્યથી સામો ન [illegible] બોલવુ તે પણ સામાને હિતકારી હોય તો [illegible] પણ સામાને દુ:ખ લાગે તેવુ હોય તો ન [illegible] હિતકારી, અને પ્રિયકારી એવુ વચન કામ પ[illegible] સુધી મૌનપણે રહેવુ આ મહાવ્રત બરોબર થાય છે

અસ્તેય મહાવ્રત કોઈની કાઈ પણ [illegible] લેવી નહિ, પૂર્વે જે અજ્ઞાનથી, મોહથી, વસ્તુ ચોરીની લીધી હોય તે નિદુ છુ, કહ્યા વિના લેતો નથી, અને આવતા કાળ

મૈત્રી, ૨ પ્રમોદ, ૩ કરૂણા, ૪ મધ્યસ્થતા, ૧ "મૈત્રી તે આ જગતના સર્વ જીવો તે મારા મિત્ર છે, તે સર્વે ધર્મિષ્ઠ થાઓ, બધાને ધર્મની પ્રાપ્તિ થાઓ, આ ભાવના વારંવાર ભાવવી, આથી જીવો ઉપરના વેરભાવ સર્વ શાંત થઇ જાય છે ૨ "પ્રમોદ" જે આપણાથી ગુણે અધિક હોય તેને દેખીને આનંદિત થાવું, સર્વ પ્રાણીઓમાં ગુણો જોવાની ટેવો પાડવી, અને જે ગુણ દેખાય તેની અનુમોદના કરવી અને તે કરૂણા ૩ દ્રવ્યથી, અને ભાવથી કરવી દ્રવ્યથી દુખીયાને બનતી મહેનતે સહાય કરવી ભાવવડી ધર્મ રહિત જીવોને ધર્મ પમાડવો, કરૂણા મહાવીર પ્રભુ જેવી લાવવી તે પ્રમાણે સર્વ જીવોને શાસનના રસીક બનાવવું, અર્થાત્ આ દુનીયાના સર્વ જીવોને મોક્ષના અભિલાષી બનાવું, સર્વને મોક્ષે મોકલવા માટે યથાશક્તિ પ્રયત્ન કરૂ, અને તે પ્રમાણે બનતા પ્રયાસે જીવોને ધર્મમાં જોડવા કોઈ આપણી પાસે આવે કે તરત બીજી વાતો ન કાઢતા ધર્મની વાતો કાઢવી અને એકાંતમાં હોઇએ ત્યારે પણ એમ વિચારવું કે કયા કયા ઉપચારોથી આ મનુષ્યોને કર્મબંધનથી છોડાવું, અર્થાત્ કર્મબંધનથી મુક્ત કરૂ, ૪ મધ્યસ્થતા, દેવ અથવા ગુરૂ ધર્મના નિંદનીક હોય, અનેક અવગુણવાળા હોય તો પણ તેના અવર્ણવાદ બોલવા નહિ, પણ બનતા પ્રયાસે તેને ધર્મ પમાડવો, ઉપર પ્રમાણે જો તે અંગીકાર ન કરે તો પછી તેના કર્મ તે જાણે એમ ઉપેક્ષા કરવી "સંતોષ" પૌદ્ગલીક વસ્તુઓમાંથી જેમ બને તેમ ઇચ્છા ઘટાડવી, અર્થાત્ પૌદ્ગલીક વસ્તુપરથી મમતા ઓછી કરવી સંતોષ રાખવો, તપ નમુક્કારશી, પોરસી, એકાસણું, આંબેલ ઉપવાસ, છઠ્ઠ, અને અઠ્ઠમ જેમ બને તેમ શરીરની શક્તિ ક્ષીણ ન થાય તેમ ઇંદ્રિઓ બળવાન પણ ન થાય, આર્તધ્યાન પણ ન થાય, સુઇ રહેવું પણ ન પડે અને જ્ઞાન ધ્યાન સુખેથી થાય, એવી રીતે યથાશક્તિ તપસ્યા કરવી, તપસ્યા એક ઉપવાસને કહેતા નથી પરંતુ તપસ્યા બાર પ્રકારની છે ૬ બાહ્ય, ૬ અભ્યંતર એવી નિરંતર બાર પ્રકારની તપસ્યા થોડી થોડી કરવી

"સ્વાધ્યાય" મોક્ષમાર્ગ દેખાડનારા શાસ્ત્રોનું વારંવાર શ્રવણ કરવું અર્થાત્ મનન કરવું, અને નિદિધ્યાન, તે પ્રમાણે વર્તવું અથવા પંચપરમેષ્ટીનો જાપ કરવો, ૐકારનો જાપ કરવો સ્થિર પ્રણિધાન

વચન કાયાને પવિત્ર રાખના, મન પવિત્ર તે ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, એનાથી મનને કલુષિત મેલુ કરવુ નહિ, ક્રોધ આવે ત્યારે ક્ષમા કરવી, ક્રોધ એ અગ્નિ, અને ક્ષમા એ પાણી, પાણીથી અગ્નિ શાત થઇ જાય ખરેખર ક્રોધને જીતવાનો અવસર તો જ્યારે તેના કારણો મલ્યા હોય તે વખતે ક્ષમાથી દૂર કરવો ત્યારેજ તેનુ સાર્થક પણ છે કારણ વિના તો ક્રોધ કોણ કરે છે? માટે કારણ બને છતે ક્રોધને જીતવો ક્રોધથી મન મલિન કરવુ નહિ એવીજ રીતે માન આવે ત્યારે નમ્રતા, કે મારામા હજી કયા ગુણો પેદા થયા છે? પૂર્વ પુરૂષો જેવા કે મહાવીરસ્વામી આદિનાં જ્ઞાન કયા! બલ કયા! અને મારૂ જ્ઞાન કે બલ કયા! માટે નિરર્થક અભિમાન શા માટે કરૂ છુ! એમ કરી નમ્રતા પૂર્વક માનને દૂર કરવુ માયાને સરલતાથી દૂર કરવી જેવુ હોય તેવુ યથાર્થ કહી આપવુ આ પ્રમાણે કરવાથી સ્ત્રી વેદ ત્રુટી પુરૂષ વેદ બધાય છે, લોભને નિર્લોભતાથી જીતવો અરે જીવ! તારો જન્મ થયો ત્યારે સાથે શુ લાવ્યો હતો? અને આ દેહમાથી જાઇશ અર્થાત્ આ ક્ષણભંગુર સસારમાથી તારો આત્મા ચાલ્યો જશે ત્યારે શુ લઇ જાઇશ? કાઇ નહિ ત્યારે શા માટે પુદ્ગલમા મૂર્છા રાખી સચય કર્યા કરે છે? હવે થોડા વખત પછી આ શરીરને મુક્તા તેને પણ મૂકી દેવા છે તો પ્રથમથીજ તૃષ્ણા ઓછી કર, અને નિર્લોભપણ આદર? એવી રીતે ચિતવના કરી લોભને જીતવો

સુખ, દુખ, પુન્ય અને પાપ એકલો કરે છે, અને એકલોજ ભોગવે છે, પરભવથી એકલો આવ્યો, અને એકલોજ જશે માટે કયા કોની સાથે રાગ કરૂ? એમ રાગને જીતવો

દ્વેષને મધ્યસ્થપણાથી જીતવો, મારે કોઇના ઉપર દ્વેષ શા માટે કરવો જોઇએ? તે રિદ્ધિ પામ્યો છે તો તેના પુણ્યથી પામ્યો છે એમા મારે શુ! તે દુખી થાય છે, તો તેના પાપથી દુખી થાય છે તેમા મારે શુ! બીજામા અનગુણ છે તો તેને ભોગવવા પડશે, તેમા મારે શુ! તેઓમા કાઇ ગુણ નથી, તો તેને લાભ નહિ થાય, તેમા મારે શુ! માટે આમ મધ્યસ્થપણ લાવી દ્વેષનો જય કરવો

આવી રીતે મનને પવિત્ર કરવુ, પણ શુદ્ધ સ્ફટિકના જેવુ નિર્મળ રાખવુ તેની નિર્મલતાને માટે ચાર ભાવના ભાવવી ૧

મૈત્રી, ૨ પ્રમોદ, ૩ કરૂણા, ૪ મધ્યસ્થતા, ૧ "મૈત્રી તે આ જગતના સર્વ જીવો તે મારા મિત્ર છે, તે સર્વે ધર્મિષ્ઠ થાઓ, બધાને ધર્મની પ્રાપ્તિ થાઓ, આ ભાવના વારંવાર ભાવવી, આથી જીવો ઉપરના વેરભાવ સર્વ શાંત થઇ જાય છે ૨ "પ્રમોદ" જે આપણાથી ગુણે અધિક હોય તેને દેખીને આનંદિત થવુ, સર્વ પ્રાણીઓમા ગુણો જોવાની ટેવો પાડવી, અને જે ગુણ દેખાય તેની અનુમોદના કરવી અને તે કરૂણા ૩ દ્રવ્યથી, અને ભાવથી કરવી દ્રવ્યથી દુખીયાને બનતી મહેનતે સહાય કરવી ભાવથકી ધર્મ રહિત જીવોને ધર્મ પમાડવો, કરૂણા મહાવીર પ્રભુ જેવી લાવવી તે પ્રમાણે સર્વ જીવોને શાસનના રસીક બનાવવુ અર્થાત્ આ દુનીયાના સર્વ જીવોને મોક્ષના અભિલાષી બનાવુ, સર્વને મોક્ષે મોકલવા માટે યથાશક્તિ પ્રયત્ન કરૂ, અને તે પ્રમાણે બનતા પ્રયાસે જીવોને ધર્મમા જોડવા કોઈ આપણી પાસે આવે કે તરત બીજી વાતો ન કાઢતા ધર્મની વાતો કાઢવી, અને એકાંતમા હોઇએ ત્યારે પણ એમ વિચારવુ કે કયા કયા ઉપાયોથી આ મનુષ્યોને કર્મબંધનથી છોડાવુ, અર્થાત્ કર્મબંધનથી મુક્ત કરૂ, ૪ મધ્યસ્થતા, દેવ અથવા ગુરૂ ધર્મના નિંદનીક હોય, અનેક અવગુણવાળા હોય, તો પણ તેના અવર્ણવાદ બોલવા નહિ, પણ બનતા પ્રયાસે તેને ધર્મ પમાડવો, ઉપર પ્રમાણે જો તે અંગીકાર ન કરે તો પછી તેના કર્મ તે જાણે એમ ઉપેક્ષા કરવી "સંતોષ" પૌદ્ગલીક વસ્તુઓમાથી જેમ બને તેમ ઇચ્છા ઘટાડવી, અર્થાત્ પૌદ્ગલીક વસ્તુપરથી મમતા ઓછી કરવી સંતોષ રાખવો, તપ નવકારશી, પોરસી, એકાસણુ, આયંબિલ ઉપવાસ, છઠ્ઠ, અને અઠ્ઠમ જેમ બને તેમ શરીરની શક્તિ ક્ષીણ ન થાય તેમ ઇંદ્રિઓ બલવાન પણ ન થાય, આર્ત્તધ્યાન પણ ન થાય, ભુખ્યુ રહેવુ પણ ન પડે અને જ્ઞાન ધ્યાન સુખેથી થાય, એવી રીતે યથાશક્તિ તપસ્યા કરવી, તપસ્યા એક ઉપવાસને કહેતા નથી પરંતુ તપસ્યા બાર પ્રકારની છે ૬ બાહ્ય, ૬ અભ્યંતર એની નિરંતર બાર પ્રકારની તપસ્યા થોડી થોડી કરવી

"સ્વાધ્યાય" મોક્ષમાર્ગ દેખાડનારા શાસ્ત્રોનુ વારંવાર શ્રવણ કરવુ અર્થાત્ મનન કરવુ, અને નિદિધ્યાસ તે પ્રમાણે વર્તવુ અથવા પંચપરમેષ્ટીનો જાપ કરવો, ૐકારનો જાપ કરવો, ઇશ્વર પ્રણિધાન

જે જે ક્રિયાઓ કરીએ છીએ, વ્રતો મહાવ્રતો પાળીએ છીએ તેનુ ફલ પોતાના આત્માને અર્પણ કરવુ, એટલે આનુ ફલ જે થાય તેથી મારા આત્માનો ઉદ્ધાર થાય એવી ભાવના રાખવી, અને તેથી હુ જગતનો ઉદ્ધાર કરીશ પણ પુદ્ગલિક સુખોની અભિલાષા રાખીશ નહિ તે અભિલાષા રાખનાથી મોક્ષ દૂર રહે છે

૩ પૂર્વ તથા ઉત્તર દિશા સન્મુખ આસન ઉપર બેસી જેવી રીતે વીતરાગની મુર્તિ બેઠેલ છે તેવી રીતના આસને બેસવુ સ્થિર પદ્માસને બેસી હાલવુ ચાલવુ નહી જેમ શ્વાસોશ્વાસ સરખા ચાલે તેવી રીતે બેસવુ

૪ "પ્રત્યાહાર" પાચ ઇંદ્રિયોમાથી મનને કાઢી લેવુ, અર્થાત્ પાચે ઇંદ્રિયો કાબુમા રાખવી, સ્પર્શ ઇંદ્રિય, રસ ઇંદ્રિય, ઘ્રાણેંદ્રિય ચક્ષુઇંદ્રિય, અને શ્રોતેંદ્રિય, આ પાચેથી જે ભોગો પૂર્વે ભોગવાએલા હોય તેને યાદ કરવા નહિ, અને વર્ત્તમાનમા ધ્યાનના અવસરે પણ તે ઇંદ્રિયોને તેમના વિષયમા જોડવી નહિં મનને ઇંદ્રિયોથી જુદુ પાડવુ

"ધારણા" હૃદયમા નવપદજીની સ્થાપના કરવી, જેવી રીતે સિદ્ધચક્રજીનો ગટો આવે છે તેવી રીતે અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુજી, દર્શન જ્ઞાન ચારિત્ર, અને તપની સ્થાપના કરવી સ્થાપના કર્યાબા સર્વ વિષયોથી વ્યાવૃત કરેલુ મન પ્રથમ અરિહંતપદ કે જે અરિહંતની પ્રતિમા સિદ્ધચક્રના મધ્યમા છે. તેમા મનને બરોબર જોડી દેવુ, તે અવસરે અરિહંતનુ ધ્યાન ધરવુ, કેવી રીતે ધ્યાન કરવુ તે આગળ કહેવામા આવશે, તેના વિના બીજુ કાઇ પણ યાદ કરવુ નહિં કદાચ આવે તો વારંવાર પ્રયત્નથી ઉપયોગથી દૂર કરવુ

"ધ્યાન" પ્રથમ અરિહંતનુ ધ્યાન કરવુ ત્યારબાદ અનુક્રમે નવ પદનુ ધ્યાન કરવુ, અરિહંત ઉપર લક્ષ રાખી વિચાર કરવો કે-અરિહંત એટલે શુ ? અને અરિહંત શાથી થવાય ? અરિ એટલે શત્રુઓ તેને હણે તે અરિહંત, શત્રુઓ કોણ છે ? રાગ દ્વેષ એ મોટા શત્રુઓ છે, એને જીતવાથી સર્વે શત્રુઓનો જય થાય છે, રાગ અને દ્વેષ શાથી ઉત્પન્ન થાય છે ? પર વસ્તુમા હુ, અને મારાપણ માન-

નાથી રાગ દ્વેષ ઉત્પન્ન થાય છે, પરવસ્તુ કોણ છે? આત્માથી વ્યતિરિક્ત જે કાંઈ જગતમાં વસ્તુ છે તે પરવસ્તુ છે આ દુનિયામાં છ પદાર્થો છે તેમાં ધર્માસ્તિકાયાદિ ચાર કાંઈ દુખ કરતા નથી, આત્મા પણ દુખ કરતા નથી, ત્યારે બાકી પુદ્ગલ દ્રવ્ય રહ્યુ, તે પુદ્ગલ દ્રવ્યજ આ જીવોને જગતમાં ચારે ગતિમાં રોળે છે, માટે પરદ્રવ્ય પુદ્ગલ તેજ હુ, અથવા તે મારૂ છે. આવી રીતે પરવસ્તુમાં પોતાપણુ માનવાથી તેના લાભથી રાગ થાય છે, તેના અલાભથી દ્વેષ થાય છે, ઇષ્ટ પ્રાપ્તિથી રાગ અનિષ્ટ પ્રાપ્તિથી દ્વેષ, જ્યા રાગ, અને દ્વેષ છે, ત્યા કર્મ બધાય છે, અને કર્મ બંધનથી સસારની પ્રાપ્તિ થાય છે, માટે પરવસ્તુમાંથી મારાપણુ કાઢી નાખી પોતાના આત્મસ્વરૂપમાજ જેઓ લીન થઇ રહ્યા છે તેઓજ રાગ-દ્વેષનો જય કરે છે, અને તે રાગ-દ્વેષ શત્રુના જીતવાથી અરિહત કહેવાય છે હવે આ અરિહતે રાગ-દ્વેષનો જય કેવા અનુક્રમથી કર્યો? તે જાણવો જોઇએ, અને તે જાણી આપણે પણ તેજ પ્રમાણે વર્તન કરીયે તો આપણે પણ અરિહત થઇ શકીયે તે અનુક્રમ જાણવાને માટે આપણા પ્રથમ ઉપકારી પિતા શ્રી મહાવીર અને અરિહતપ્રભુનુ ધ્યાન કરતા તેઓએ અગીકાર કરેલ અનુક્રમનુ તથા તેના ગુણોનુ સ્મરણ કરીયે, તે પણ આપણા જેવા મનુષ્ય હતા, પણ પોતાનુ બલ વીર્ય ફોરવી કર્મશત્રુઓનો જય કર્યો, તેનુ આપણે પણ અનુકરણ કરવુ જોઇએ, પ્રથમ મહાવીરસ્વામીએ આ સસારનુ મૂલ સ્ત્રી છે, એમ નિર્ણય કરી, ગૃહસ્થાશ્રમ છોડી દીક્ષા લઇ પ્રથમથીજ સ્ત્રીનો સર્વથા ત્યાગ કર્યો ત્યારબાદ સસારમા દુખનુ કારણ પેસા અથવા ધન છે, એમ નિર્ણય કરી, બાર માસ સુધી યાચકોને, અને બીજાઓને સર્વ ધન આપી દીધુ, અર્થાત્ ધનનો ત્યાગ કર્યો, ત્યાર બાદ સસારનુ કારણ સ્વજન કુટુબ જ્ઞાતીનો સ્નેહ છે, અને ટુકમા મનુષ્યોનો સસર્ગ છે, એમ જાણી સર્વથા ગૃહસ્થાશ્રમ ત્યાગ કરી શ્રમણનિગ્ર થપણુ અગીકાર કર્યું, નિગ્રથ થયા બાદ ગામ અને દેશનો ત્યાગ કરી, અરણ્યની અદર એકલા ચાલ્યા ગયા ત્યાર બાદ એવા નિર્ણય ઉપર આવેલા છે કે એકલા ધ્યાનથી તેમ એકલી તપસ્યાથી સિદ્ધિ નહીં થાય, પણ જ્ઞાન અને ક્રિયા બેઉથી સિદ્ધિ થાય છે, એમ નિશ્ચય કરી અતિ ઉત્કૃષ્ટી તપસ્યા અને તેની સાથે રાત્રિ, અને દિવસ સિદ્ધપ્રભુનુ ધ્યાન કરવા લાગ્યા કોઈ વખત વનમા, તો કોઇ દિવસ

શ્મશાનમાં, કોઈ દિવસ સુના ઘરમાં, કોઈ દિવસ વસ્તીમાં એવી રીતે અનિયમિત વિહાર કરતા, અને મહા ઉત્કૃષ્ટ ઉપસર્ગો સહન કરતા આત્માને આત્મિક ગુણોથી વાસિત કરતા, પૃથ્વીતલ ઉપર વિચરતા તે મહાત્માએ મહા કઠીન અભિગ્રહો ગ્રહણ કર્યા હતા, જ્યાં સુધી કેવલજ્ઞાન ન થાય ત્યાંસુધી મારે મૌનપણે રહેવું, નિરંતર ધ્યાનમાં રહેવું, કોઈને અપ્રીતિ થાય ત્યાં રહેવું નહિ, ઈત્યાદિ ઉત્કૃષ્ટ અભિગ્રહો ગ્રહણ કરી, રાત્રિ દિવસ અપ્રમાદિપણામાં કાલ વ્યતીત કરતા, સાડાબાર વર્ષાંતર ઉત્કટ આસને બેઠા, શુકલ ધ્યાનના બીજા અને ત્રીજા પાયાના મધ્ય ભાગમાં વર્તતા કેવલજ્ઞાન પ્રગટ થયું કેવલજ્ઞાન પહેલા અપાયભુત રાગદ્વેષાદિ જવાથી અપાયાપગમાતિશય પ્રગટ થયો અપાયાપગમાતિશયના પ્રતાપથી સ્વભાવિક વૈરવાળા તિર્યંચો, અને મનુષ્યો પોતાના વૈરભાવને મૂકી દઇ તેમની નજીકનો પ્રદેશ સેવન કરતા હતા, અર્થાત્ જે સ્થળે ભગવાન હોય તે સ્થળના કેટલાક ભાગ સુધી વૈરવાળા તિર્યંચો અને મનુષ્યોનો વેરભાવ શાંત થઇ જાય ત્યારબાદ કેવલજ્ઞાનથી જ્ઞાનાતિશય પ્રગટ થયો, જ્ઞાનાતિશયથી ભગવાન અર્હદ્ એવા મહાવીર લોકાલોકના ભાવને જાણતા થયા, ઉત્પાદ, વ્યય, અને ધ્રુવયુક્ત પદાર્થો અતીત અનાગત અને વર્તમાન એ ત્રણે કાલના દ્રવ્યોના અનંત પર્યાયો દેખતા જાણતા થકા વિચરતા હતા

ત્યારપછી પૂજા અતિશયથી દેવતાઓ, ઇદ્રો, ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષિ અને વૈમાનિકના દેવો આવી ભગવાનની ભક્તિ સેવા કરવા લાગ્યા ત્યારપછી વચનાતિશયથી દેશના દેવાને માટે દેવતાઓ પોતાની ભક્તિ જણાવતા અતિઅદ્ભુત સમવસરણની રચના કરે છે પ્રથમ વાયુકુમાર દેવો એક જોજન પ્રમાણ ભુમીને શુદ્ધ કરે છે વ્યંતર દેવો સુવર્ણ અને રત્નથી ભુમિની પીઠિકા બાંધે છે, પછી રૂપાનો ગઢ અને સોનાના કાંગરા રચે છે, તેને ચાર દરવાજા, તેના ચાલીશ હજાર પગથીયા, ત્યારપછી જ્યોતિષીદેવ સોનાનો ગઢ, અને રત્નના કાંગરા, એમ બીજો ગઢ રચે છે તેને પણ ચાર દરવાજા, તેના વીસ હજાર પગથીયા, ત્યારપછી વૈમાનિક દેવો રત્નનો ગઢ, અને મણીરત્નના કાંગરા, એમ ત્રીજો ગઢ રચે છે, તેને પણ ચાર દરવાજા તેના વીશ હજાર પગથીયા એમ ત્રણ ગઢના કુલ એંશી હજાર સોનાના પગથીયા હોય છે

ત્રીજા ગઢના મધ્યભાગમા રત્નમય સિંહાસન ( ચોતરો ) રચે છે, તેની વચમા સુગંધમય અશોક વૃક્ષ આખા સમવસરણમા ફેલાઈ રહ્યો છે, નીચે ચારે દિશાએ ચાર સિંહાસનો પાદપીઠ સહિત છે, તેના ઉપર પૂર્વદિશાની સન્મુખ ભગવાન બેસે છે જ્યારે પ્રભુ દેશના આપે ત્યારે પ્રભુ ચતુર્મુખે બેઠેલા દેખાય છે, (કારણકે ત્રણ દિશાયે ત્રણ પ્રતિબિંબો ભગવાનના જેવાજ દેવતાઓએ સ્થાપન કરેલા હોય છે ) દેવતાઓ આખા સમવસરણમા સુગંધિ પુષ્પની જાનુ પ્રમાણ વૃષ્ટિ કરે છે, દિવ્યધ્વનિ પણ થઈ રહ્યો છે, ચામરો બન્ને બાજુએ વિંઝાઈ રહ્યા છે, ભામંડલ પણ સૂર્યથી અધિક પ્રભાવાળુ જલજલાટ કરિ રહ્યુ છે, આકાશમા દિવ્ય દુંદુભિનો નાદ મધુર થઈ રહ્યો છે, મહાપ્રાતિહાર્યયુક્ત શ્રી જિનેશ્વરદેવ સમવસરણમા બેઠા બેઠા ભવ્ય પ્રાણિઓને દેશના આપે છે ભગવાનના પાદપીઠની મૂળમા અગ્નિખુણે પ્રથમ ગણધરો બેસે છે, તેની પછવાડે સામાન્ય કેવળી બેસે છે, તેની પછવાડે મુનિવરો બેસે છે, તેની પાછલ વૈમાનિક દેવોની દેવિઓ, અને તેની પછવાડે સાધ્વીઓ ઉભી રહે છે ભુવનપતિ જ્યોતિષ, અને વ્યંતરની દેવીઓ નૈઋત્ય ખુણમા ઉભી રહે છે ભુવનપતિ જ્યોતિષ તથા વ્યંતર દેવો એ ત્રણે વાયવ્ય ખુણમા બેસે છે વૈમાનીક દેવો, મનુષ્યો અને મનુષ્યની સ્ત્રીઓ, એ ત્રણે પરખદા ઇશાન ખુણામા બેસે છે એમ બારે પરખદા જાણવી

હવે ભગવાન મોક્ષ લક્ષ્મીની નજીક ગયેલા જેમણે ઘાતિકર્મોનો ક્ષય કરેલો છે ધીર, ગંભીર માલવ કોશના મધુર રાગથી દેવાતી દેશના સાભળી તેમા અનેક ભવ્યપ્રાણીઓ લીન થતા દેખાય છે, ચોતરફ આનંદની ઊર્મિઓ ઊછળી રહી છે સર્વ પ્રકારના વિકારનો નાશ થયેલો હોવાથી અતિ અસરકારક રીતે અનંત ઉપકાર કરવાની બુદ્ધિથી ભવ્ય રાજિને વિકસ્વર કરે તેવી રીતે અનેક યુક્તી ભરપૂર વાણીનો વિલાસ કરે છે

દેવતાઓ, ઇંદ્રો, ચક્રવર્તિઓ, રાજાઓ, મનુષ્યો, અને નિર્ગ્રંથો પ્રભુપાસે મસ્તક નમાવી પોતાના આત્માને ધન્ય માને છ બીજા ગઢમા તિર્યંચ, સિંહ, અને હાથી, ગાય અને વ્યાઘ્ર, હંસ અને બીલાડી, મોર અને સર્પાદી મૃગ વિગેરે નિસર્ગ વૈર રહિતપણે ખ

ભુના અતિશયથી દુશ્મનાઈ ભુલીજઈ પોતાનુ કુદરતી વેર ભુલી જઈ મસ્તકો ઉંચા કરી ભગવાનની દેશનાનુ પાન કરી રહ્યા છે મસ્તકો ધુણાવે છે ગુલતાન બની જાય છે ભગવાન પણ વચનાતિશય પ્રગટ કરે છે, જગતના જીવોના હિત માટે ધર્મ દેશના જોજનગામિની પ્રારભ કરે છે જે દેશનાને દેવો, મનુષ્યો અને તિર્યચો પોતપોતાની ભાષામા સમજી શકે છે દરેક એમ સમજે છે કે તેને ઉદ્દેશી શ્રી જગનાથ પ્રભુ દેશના આપે છે મધુર રાગથી દેવાતી દેશના સાભળી અનેક ભવ્યપ્રાણીઓ લીન થતા દેખાય છે અનેક ગણધરો ને મુનિવરો પ્રભુની વૈયાવચ્ચ કરી રહ્યા છે વચ્ચે સિંહાસન ઉપર ચતુર્મુખે શ્રી પરમાત્મપ પ્રાપ્ત કરનાર, આસન્ન મોક્ષ ગામી પુણ્યવાન્ મહાત્મા સયોગી અવસ્થાએ પોઢાયેલા બેઠેલા છે, આવી રીતે કેવળજ્ઞાન ભાસ્વર અતિશયયુક્ત અર્હતના રૂપનુ અવલબન કરવુ એમના એક એક પ્રાતિહાર્યના ગુણોનુ વર્ણન કરતા પુસ્તકો ભરાય તેમ છે એમના ત્યાગ વૈરાગ્ય અને એમણે મોહરાજાનો જે વિજય કર્યો છે તેપર વિચાર કરતા આખુ જીવન પુર્ણ થઇ જાય સર્વ જતુપર અપરિમિત કરુણા વિગેરે એટલા આકર્ષક સુદર અને રમ્ય છે કે, એનાપર જેમ જેમ વિચાર કરવામા આવે તેમ તેમ અતિ આનદ થાય તેમ છે કારણકે પ્રભુના અતિશય વિગેરે લક્ષ્મી સાદી દ્રષ્ટિને પણ બહુ ખેચાણકારક લાગે છે, પરમાત્માના ગુણગ્રામમા રજન થતા છેવટે તન્મયપણુ પ્રાપ્ત થાય છે

ત્યાથી પ્રભુ પૂર્વ દીશા તરફ આવી "નમસ્તીર્થાય" એમ બોલી પ્રભુ સિંહાસન ઉપર બીરાજમાન થાયછે તીર્થંકર નામ કર્મના ઉદયથી અનેક દેવો, અને અસુરો પ્રભુની સેવા કરે છે પ્રભુ સિંહાસન ઉપર બેસી દરરોજ એક પ્રહર સુધી યોગમુદ્રાએ ભવ્યપ્રાણીઓ પર ઉપકાર કરવાની બુદ્ધિથી અતિ ભવ્ય યતાશક્તિ વાણીથી દેશના આપે છે અનત જ્ઞાન હોવાથી દેશના બહુજ અર્થયુક્ત પૂર્વાપર વિરોધ રહિત અનેક (૩૫) ગુણોવાળી ગભીર નિકળે છે ચોત્રીસ અતિશયની મહત્તા અ યની સરખામણીમા અત્યત ઉત્કૃષ્ટ હોવાથી અત્યત આનદ આપે છે

## ચોત્રીશ અતિશયોનુ વર્ણન.

ચોત્રીશ અતિશયના ધારક છે તેના નામ લખીએ છીએ-એ-
પ્રસ્વેદ, મલ, રોગે કરી રહીત અને શુભ ગંધ તથા અદ્‌ભુત રૂપ
સહીત શરીર હોય બીજો રૂધીર અને માસ એ બે ગાયના દુધ
જેના ઉજળા હોય દુર્ગંધ રહિત સુગંધ યુક્ત હોય ત્રીજો આહાર
નિહાર અદ્રશ્ય હોય ચોથો શ્વાસોશ્વાસ કમલના જેવો સુગંધી હોય
એ ચાર અતિશય સહજના જન્મ થકીજ પ્રભુને હોય હવે ચાર
ઘાતી કર્મના ક્ષય થકી બીજા અગીયાર અતિશય થાય છે તે [illegible]
પ્રથમ માત્ર એક યોજન પ્રમાણ સમવસરણ હોય તે માંહે [illegible]
ભુવનના લોક સમાય, બીજો મનુષ્ય તિર્યંચ અને દેવતા સર્વ [illegible]
પોતાની ભાષામા પ્રભુની સર્વાર્નિઓરદ વાણી સમજે તથા જે [illegible]
પ્રભુ વીચરતા હોય ત્યા ચારે બાજુ પચીસ યોજન સમમાંહે [illegible]
ત્પન્ન રોગ ઉપશમી જાય બીજો માહોમાહે વેરભાવ મટી [illegible]
દુર્ભિક્ષ દુકાલ ન હોય ચોથો સ્વચક્ર પરચક્રનો ભ[illegible]
મારી મરકી ન હોય છઠ્ઠો ઇતિ તે ઘણા વિનાશ [illegible]
ઉત્પત્તિ ન હોય, સાતમો અતિ વૃષ્ટિ ન હોય આ[illegible]
હોય એ આઠ અતિશય પ્રભુના વિહાર ક્ષેત્ર [illegible]
સાથે આગલના બે ભેલવતા દશ થયા અને અ[illegible]
પુઠે ઉદ્યોતમય ભામડલ ઝલહલાટ કરતુ રહે એ[illegible]
ગય ક્ષાયિક ભાવથી હોય હવે ઓગણીસ અતિશ[illegible]
કહે છે-એક મણિરત્નમય સિંહાસન સહચારી હોય [illegible]
શ્રી જીનેશ્વરને મસ્તકે નિરંતર ધારણ કરેલા હોય [illegible]
આગલ ચાલે ચોથો શ્વેત ચામરની જોડી વીંઝ્યા [illegible]
ધર્મચક્ર આકાશમાર્ગે રહ્યુ ચાલે છઠ્ઠો પ્રભુના [illegible]
ઉંચો એવો અશોકવૃક્ષ પ્રભુની ઉપર છાયા કરતા [illegible]
ચતુર્મુખે શોભતી દેશના આપે આઠમો મણિ[illegible]
ગઢ હોય નવમો જમીનપર નવ સુવર્ણમય [illegible]
પગ મુકી ચાલે દશમો કાંટા અધોમુખ થઇ જાય [illegible]
લીધા પછી કેશ નખ અને રોમ વધે નહિ [illegible]
અર્થ મનોજ્ઞ હોય, ચૌદમો સુગંધી પાણીની [illegible]
જલ સ્થલના ઉપજેલા પાંચે વર્ણના ફુલ તે [illegible]
ઉંધી બીંટે પથરાય સોલમો પછી સર્વ [illegible]

વાયુ સાનુકુલ હોય અઢારમો વૃક્ષ સર્વ નીચા નમીને પ્રણામ કરતા રહે ઓગણીસમો આકાશમા દેવ દુંદુભી વાજે એ ચાર મુલના તથા અગીઆર ક્ષાયિક ભાવની અને ઓગણીશ દેવોના કરેલા મલી ચોત્રીશ અતિશયના ધરનાર શ્રી અરિહંત હોય

અને કરોડોની સખ્યામા દેવો નિરંતર પ્રભુની સેવામા તેમના અતિ ઉજ્વલ ગુણોથી આકર્ષાઈને રહે છે અને પ્રભુપદની સેવા કરી પોતાના જન્મને ધન્ય માને છે આવી અનેક સમૃદ્ધિ તીર્થંકર નામ કર્મના ઉદયથી થાય છે પણ પ્રભુ તેમા અવિમ રહે છે, તેના જેવુ સામ્રાજ્ય પણ જગતમા કોઈનુ થયુ નથી, ત્રણ લોકની પ્રભુતા તેનેજ શોભે છે

બહારના ગઢના દરેક દ્વારની પાસે સુદર જળથી પૂર્ણ એવી બબ્બે વાપિકાઓ હોય છે, સમવસરણના દરેક દ્વારે ધર્મધ્વજ ૧, માનધ્વજ ૨, ગજધ્વજ ૩, સિંહધ્વજ ૪ અષ્ટ મગલ, પંચાલી ફુલોની માળાઓ, વેદીકાઉપર પૂર્ણકલશ મણીમય તોરણો, ધ્વજ પતાકા, ધુપઘટી, છત્ર, ગગની ઉપર સુવર્ણની ઘુઘરીઓના શબ્દોથી દિશાઓને ગજાવતો રત્નમય મહાધ્વજ શોભતો હતો દરેક ગઢના સુદર કમાડવાળા ચાર ચાર દ્વારો ઉપર ઈંદ્રમણિના તોરણો શોભતા હોય છે, ત્રણે ગઢ ઝાકઝમાળ થઈ રહેલા, આવી રીતે યોજન પ્રમાણના વિસતારવાળા સમવસરણમા દેવતાઓ, મનુષ્યો, અસુરાદિ કોટી ગમે સમાય છે, પણ સકડાસ પડે નહી એ પ્રભુનોજ મહિમા છે આ પ્રમાણે દેશના સાભળવામા અથવા ભગવાનની સન્મુખ સ્થિર થઇ બેસી જવુ જેટલીવાર સ્થિરતા રહે તેટલીવાર સમવસરણમા ભગવાનની સામી દૃષ્ટિ રાખી ધ્યાનમા સ્થિર રહેવુ

ધન્ય હો પ્રભુ સસારરૂપ સમુદ્રમા જહાજ સમાન છો, આજ મારે સોના સરિખો દિવસ આજ મારે મોતીડે મેહ વુઠયા, આજ મારે આનદ થયો ચોસઠ ઇંદ્રના પુજનિકના દર્શન થયા, આજ હુ સુકૃત થયો, ચોત્રીસ અતિશય પાત્રીશગુણ વાણી, પચમજ્ઞાન, બારગુણ, એક હજાર ને આઠ ઉત્તમ લક્ષણના ધારણ કરનારા, છત્ર ચામર વિંઝાઈ રહ્યા છે, અષ્ટ પ્રાતિહાર્ય શોભતે બાર પર્ષદા આગળ દિવ્ય ધ્વનિથી દેશના દઈ ભવ્યજનને સસારરૂપ સમુદ્રથકી તારનારા એવા

હે પ્રભુ! જગતાધાર! કૃપાવતાર! અનંત ગુણે કરી બિરાજમાન કરુણાના સાગર! પરમ પૂજ્ય! મારો આત્મા જન્મ, મરણ, જરા, આધિ, વ્યાધિ, ઉપાધિ, ચોરાશી લક્ષ જીવાયોનિમાહે પરિભ્રમણ કરતો અનંતા કાળચક્ર થયા અનંતા શરીર ધારણ કર્યા, અનંતી કર્મની વર્ગણામાહે વિટાયેલો મારો આત્મા અસંખ્યાતપ્રદેશી સિદ્ધનો સાધર્મી સિદ્ધનો બંધાણ્યો કર્મને વશ પડયો તે તમારા આલંબનથી સત્તામાં રહેલા આત્માના ગુણ પ્રગટ થશે.

ત્યારબાદ સિદ્ધ ભગવાન ઉપર દૃષ્ટિ રાખવી, સિદ્ધ ભગવાનના ગુણોનું ચિંતન કરતા તેમાં સ્થિર થાવું, સિદ્ધ અનંત જ્ઞાન અનંત દર્શન અનંત આનંદ અનંત વીર્ય અનંત સુખ, સાદિ અનંત અગુરુલઘુ, અરૂપી, આ આઠ, મોટા ગુણોએ કરી સહીત સમગ્ર કર્મકલંકવિમુક્ત આત્મસ્વરૂપમાં લીન થયેલા જન્મ જરા મરણ રોગ શોકાદિથી મુક્ત થયેલ, શબ્દ રૂપ રસ ગંધ સ્પર્શથી રહિત, એકાંત અનંત સુખમાં મગ્ન થયેલ, ખરેખરૂ આત્મસુખ સિદ્ધ ભગવાનજ અનુભવે છે જ્ઞાનાવરણી કર્મનો ક્ષય થવાથી જેમને એ અનંતજ્ઞાન ઉત્પન્ન થયેલું છે, દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી અનંતદર્શન જેમને પ્રાપ્ત થયુ છે, મોહનીકર્મનો ક્ષય થવાથી અનંત આનંદ જેમને પ્રગટ થયો છે, અથવા યથાખ્યાતચારિત્ર અથવા સ્થિરતા ગુણ જેમને પ્રગટ થયેલ છે, અંતરાયકર્મનો ક્ષય થવાથી અનંત વીર્ય જેમને પ્રાપ્ત થયેલ છે વેદનીકર્મનો ક્ષય થવાથી અનંત અવ્યાબાધ સુખ જેમને પ્રાપ્ત થયેલ છે, આયુકર્મના ક્ષયથી સાદિ અનંત સ્થિતિ જેમની છે, ગોત્રકર્મના ક્ષયથી અગુરુલઘુપણુ પ્રાપ્ત કરેલ છે, નામ કર્મનો ક્ષય થવાથી અરૂપી ગુણ પ્રાપ્ત કર્યા છે, એ આદિ અનંત ગુણો સહિત સિદ્ધ ભગવાન આત્મસ્વરૂપે લીન થઈ રહેલ છે એ આઠ ગુણોમાં સ્થિરતા કરવી સ્થિરતાનો અર્થ કાંઇ પણ વિચાર ન કરતા એક તે ગુણમાં લીન થઈ રહેવું

જ્યારે હવે તેમાથી સ્થિરતા ખસે ત્યારે ત્રીજા આચાર્યપદ ઉપર લક્ષ આપી પીળા વર્ણની મૂર્તિની આકૃતિ ચિત્તમાં સ્થાપી આચાર્યના ગુણોનો વિચાર કરવો, જે આચાર્ય ભગવાન ગચ્છ અથવા શાસનનો ભાર વહન કરવાને ધોરી જેવા છે, જે દ્વાદશાંગીરૂપ ગણી પીટકને ધારણ કરે છે, તીર્થંકર મહારાજે પણ શાસનરૂપ રથની

લગામ તેનને સોપી છે, જેથી ઉપગારી સનસઘનુ રક્ષણ કરે છે, સૂત્રાર્થ વાચનાઓ આપી પથ્થર જેના શિષ્યોને નવપલ્લવિત કરે છે, તીર્થંકર મહારાજને વિરહે જે અનાથ એના સઘનુ તથા મુનિઓનુ સારણા, વારણા, ચોયણા, પડિચોયણાદિકે કરી રક્ષણ કરે છે દુર્ગતિમા પડતા જીવોને હસ્તાવલંબન ભૂત અનેક ગુણાન્વિત આચાર્ય મહારાજ છે એવી રીતે તેમના ગુણોમા લીન થઇ જાવુ, અર્થાત્ તે ગુણોની પોતામા વૃદ્ધિ કરવી

ત્યારપછી નીલવર્ણની આકૃતિ હૃદયમા સ્થાપન કરી ઉપાધ્યાયજી મહારાજનુ ધ્યાન કરવુ, ઉપાધ્યાયજી મહારાજ જેમ રાજાને યુવરાજ હોય છે, તેમ આચાર્ય મહારાજના યુવરાજ પેઠે રહેલા સાધુઓના ગુણોએ કરી વાસિત થયેલા શિષ્યોને મૂલસૂત્ર ભણાવનારા પચીશ ગુણોએ સહિત નિષ્કારણ ઉપગારી એના અનેક ગુણાર્ચિત ઉપાધ્યાયજી મહારાજ શાસનરક્ષક જાણવા પચીશ ગુણો—અગીયાર અંગ, બાર ઉપાંગ ચરણસિત્તેરી કરણસિત્તેરી વિગેરે પચવીશ ગુણો સહિત મહાશાસન ઉપગારી સ્વપરહિતકારી ઉપાધ્યાયજી મહારાજના ગુણોમા લીન થાવુ

ત્યારપછી શ્યામ વર્ણની આકૃતિ મુનિમહારાજની હૃદયમા સ્થાપન કરી મુનિમહારાજનુ ધ્યાન કરવુ બાહ્ય અભ્યંતર ગ્રંથી રહિત નિર્ગ્રંથો ગૃહસ્થોના પ્રતિબંધથી રહિત નિર્લેપ અપ્રતિબદ્ધ વિહારી આત્મસ્વરૂપમા રમણ કરનારાઓ અધ્યાત્મરસથી પુષ્ટ થયેલા આ લોકની પરલોકની વાંછા રહિત સતાવીસ ગુણો સહિત સ્વપર ઉપગારી મોક્ષમાર્ગના સાધક એના અનેક ગુણાન્વિત મુનિમહારાજ જગતના ઉપગારી જાણવા એ સતાવીશ ગુણોપેત નિસ્પૃહી સ્વપર તારક મુનિમહારાજના ગુણોમા લીન થવુ એને તેના ગુણો જેમ બને તેમ પોતામા આરોપવા

ત્યારબાદ દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપ ઉપર મનને યથાશક્તિ ઠેરવવુ, અને એ નવે પદોમા લીન થતા સમાધિ થાય જે ગુણોનુ ધ્યાન કરીએ છીએ તે ગુણીઓના ગુણ આપણામા આવી જાય ત્યારે સમાધિ થઇ જાણવી

# ઉપદેશ




દુનીયામા ઘણા જીવો એવી માન્યતાવાળા છે કે—"હુ જે વખતે ધર્મના કાર્ય કરૂ તે વખતે સહુની નજર મારા ઉપર રહે, મને લોકો ધર્મવાળો ગણે, મારૂ ઉત્તમ કાર્ય બેકદર રહી ન જાય" એવી વાહ વાહ મેળવવાની લાલસા રહેલી હોય છે—આવી વૃત્તિમા કેટલીક ધર્મનિઘાતક શક્તિ રહેલી છે તે ઘણા જીવો સમજતા નથી જગતમા આ શ્રેણીના ઘણા મનુષ્યો છે લોકોની વાહવાહથી તેનુ ચિત્ત નાચી ઉઠે છે જેમ જેમ લોકોના વાહવાહનો ધ્વનિ વધતો જાય છે તેમ તેમ તેમના ધર્મના ચની માત્રા વધતી જાય છે લોકપ્રશસાની એવી અદ્ભુત શક્તિ છે કે, તે મેળવવા માટે જગતમા અનેક સ્થળે અનેક મહાન કાર્યો થયા છે, એના પ્રભાવથી સાહસ સ્વાર્થત્યાગ ઘોર વૈરાગ્ય, કઠીન તપસ્યા, વ્રતનુ પાળવુ આદિ ઉપજી આવ્યા છે તેનુ પ્રમાણ રાખ્યા વગર લોકપ્રશસાની, મોહની શક્તિથી આકર્ષાઈ ઘણા જનોએ વિસ્મયકારક કાર્યો કર્યા છે લોકપ્રશસાના પ્રભાવથી લાગેલો શ્રમ ભુલી જવાય છે, એહુવી પ્રવૃત્તિ ધર્મજીવનને નાશ કરનારી છે જેમણે પોતાના ધર્મ જીવનને સારૂ સ્થિરતા, નિક્ષેપ, ઉત્તમ પ્રકારનુ બનાવવુ હોય તો તેમના હૃદયમા લોકદ્રષ્ટિનો ભય અગર પ્રીતિ પોતાનુ શ્રેય કરી શકતા નથી

એ વાસના જ્યાસુધી આપણા હૃદયમા કાર્ય કરે છે ત્યાસુધી આપણે નિર્મળ નથી પણ મળ સહિત છીએ મુક્ત નથી પણ પરવશ છીએ હુ જે આ બધુ ધર્મકાર્ય કરૂ છુ તે લોકો બરોબર જાણે છે કે મારો શ્રમ નકામો જાય છે? તો આપણે માની લેવુ કે આ કાર્ય ધર્મ કાર્ય નથી પણ વીપરીત છે, પ્રભુ પ્રત્યેની પ્રવચના છે, આજ સુધી આપણે જે કાર્ય ધર્મ કાર્ય તન, મન કે

લોક પ્રશસાથી પ્રેરાઇને કર્યાં હોય, અને તેને ધર્મ માની ધર્મખાતામા જમે કર્યાં હોય તો તરતજ ઉધારી નાખના, કેમકે પ્રભુના ચોપડામા એ આપણા ખાતે જમા નથી થતા, વિશુદ્ધિથી કલ્યાણની દૃષ્ટિએ જે કાઇ થાય છે તેજ ધર્મકાર્ય છે

મનુષ્ય એક પણ સાધનમા સ્થિર રહી શક્તો નથી કોઇક ગ્રથમા તપશ્ચર્યાનુ મહાત્મ્ય વાચનામા આવે કે તુરતજ આબેલ ઉપવાસ, છઠ્ઠ, અઠ્ઠમ, આદિ કરના મડી પડે છે વળી થોડા દિનસ પછી વ્રતનો મહિમા સાભળ્યો કે અનેક પ્રકારના વ્રતો આદરે છે, એમ ઘણે પ્રકારે કઇ કઇ સાભળે કે તે કરના મડી પડે, પોતાનો અધિકાર, શક્તિ સમજ્યા વગર જે જે ભાન હૃદયમા આવે તે આરભી દીધ છે પણ સાગોપાગ ઉતારી શકતો નથી ઘણા કાળના અભ્યાસથી ઘર કરીને રહેલા દોષોનુ સશોધન કરી દુરાગ્રહનો ત્યાગ, તત્ત્વસ્મરણની ઉત્કટતા, સતોનો સમાગમ, સાધુ પુરુષોની પ્રતિપત્તિ, મિથ્યા દૃષ્ટિનો ત્યાગ, સમ્યગ્દૃષ્ટિનો પ્રકાશ, ક્રોધ, માન, માયા લોભ, આશા, તૃષ્ણા મમતભાવ આદિનો ત્યાગ, સમતાનો પ્રાદુર્ભાવ, એ આદિ ગુણોનુ ઉપાર્જન કરવુ જોઇએ

શારીરિક સયમની રક્ષા, શક્તિ પૂર્વક કામ કરવુ વિના વિલબે કરાતુ કર્તવ્ય, મનારમા પડેલા ઉદારપણુ મિતાહારતા, ભોજનમા સતોષ, વધારે ખાનાની અનિચ્છા અને વિષયિક વાસના ઉપર અકુશ, પરની નિદા ન કરવી, બીજાની ખરાબ બાબતો ગોતવી નહિ, કે યાદ ન કરવી, બીજાની પાછળ તેના દોષો ન બોલના તે દોષોનુ અતિશયોક્તિ વર્ણન ન કરવુ, અને કોઇની ગુપ્ત વાતો પ્રગટ ન કરવી આ સર્વનો નિદાત્યાગમા સમાવેશ થાય છે દરેક નિદા કરનારમા ક્રૂરતા, અવિશ્વાસ, અને અસત્યના તત્ત્વો અવશ્ય હોય છે

નવરાશના વખતમા નકામી વાતો કરવી, બીજાના ઘરની જાણ્યા વિનાની વાતો કરવી, વખત પસાર કરના ઉદ્દેશ વિના બોલ બોલ કરવુ, વાતમા જાણ્યા ન હોઇએ છતા હુ સમજુ છુ તેનુ જ્ઞાતાપણુ સમજાવવા ખાતર સામાની હામાહા મેળવવી

કઠોર ભાષા ન વાપરવી બીજાને ગાળો દેનાર—ભોગા દોષોનો

આરોપ મુકનાર સન્માર્ગથી પતિત થએલો હોય છે અનુચિત વચનો કહેવા એ કેવળ મૂર્ખતા છે

ઉતાવળાપણાની અને બીજાનુ અપમાન કરવાની ટેવ દૂર કરવી રંગમા ભંગ કરે તેવી મશ્કરી, હાસી, ગામગપાટા, અને શરમ થાય તેવી વાતો કદી પણ ન કરવી

વ્યવહારના કોઇપણ કાર્ય કરતા પરમાત્માનુ નામ ન ભુલાય, કાર્ય પુરૂ થાય કે તરત પ્રભુનુ નામ યાદ આવે સ્વપ્ન દશામા પણ પરમાત્માનુ સ્મરણ ચાલુ રહે, આટલી સ્થિતિ મનુષ્યો આ જીવનમા પ્રાપ્ત કરે તો તેણે મનુષ્ય જીવનમા આવીને સારી કમાણી કરી ગણાય અને તેનો જન્મ સફળ થયો કહેવાય

હજારો ઉપદેશના વચનો સાભળવા કરતા તેમાના થોડા વચનો પણ ગ્રહણ કરવા, વર્તનમા મુકવા તે વિશેષ કલ્યાણકારી છે

( હરિગીત છંદ )

સાભળ્યા પૂજ્યા અને, નિરખ્યા હરે પણ આપને,<br>
ભક્તિવડે વારણ થયા નથી, નિશ્ચયે મમ ચિત્તને,<br>
તે નિમિત્ત હે જનબંધુ હું આ દુઃખનુ ભાજન થયો,<br>
વિશિષ્ટ કરણનો યોગ, ભાવરહિત ક્રિયામા નથી રહ્યો

આ જીનેશ્વર મહારાજાના શાસનમા રહેલા પ્રાણીઓ પોતાના સ્વભાવીક હર્ષથી રાજી થઇને પાચ પ્રકારના સ્વાધ્યાય કરવાને બહાને આખો વખત પઠન કરે છે આચાર્ય વગેરે દશનુ વૈયાવચ્ચ કરવા રૂપ અનુષ્ઠાન કરીને તદરૂપ સેવા કરે છે, તીર્થંકર મહારાજના જન્મને અવસરે તેઓને મેરૂ પર્વત પર થતો અભિષેક કરવા માટે અને તેઓનુ સમવસરણ રચના માટે તથા પૂજા રથયાત્રા આદિ મહોત્સવો કરવા માટે અનેક પ્રકારની ધામધુમ કરવામા વખત જાય છે, પર દર્શનના વાદીઓ સાથે વાદ વિવાદ કરતા મોટા સિંહનાદો કરે છે અને ભગવાનના ચ્યવન, જન્મ, દીક્ષા, કૈવલ્યજ્ઞાન પ્રાપ્તિ અને મોક્ષગમન એ પાચ કલ્યાણકને પ્રસંગે હર્ષમા આવી જઇ તેઓ સારા વાજીત્રો ... પ્રમાણે હોવાથી આ

જીનેશ્વર મહારાજનુ શાસન જેમા નિરતર આનદ આનદ થયા કરે છે અને જેમા રહેનાથી સર્વ સતાપો નાશ પામી જાય છે તે આ જીવે ભાવપૂર્વક કદિ પણ કર્યું હોય એમ લાગતુ નથી એમ ધારવાનુ કારણ એ છે કે આ જીવનુ સસારમા ભટકવાનુ હજી સુધી ચાલુજ છે ભગવાનનુ શાસન ભાવપૂર્વક પ્રાપ્ત કરીને અને તેમના ફરમાનને બહુ સારી રીતે અનુસરીને વિશુદ્ધ વર્તન કરવામા આવેલ હોત તો ઘણા વખત અગાઉથી આ જીવને મોક્ષ પ્રાપ્તિ થઇ ગઇ હોત અને તેના સસાર ભ્રમણનો છેડો આવી ગયો હોત

ધર્મ માર્ગમા આગળ વધેલાઓની એવી સલાહ હોય છે કે કોઇ પણ મહ્ત્ત્વનુ આલબન લઇને ઘણો કાળ ધૈર્ય પૂર્વક પાલન કરવુ જોઇએ, એ મહાન ઉદ્દેશને અતરમા ધારણ કરી, તેને સિદ્ધ કરવા માટે દીર્ઘ કાળ આત્મશક્તિનો પ્રયોગ કરતા તેને સફળ કરવાથી દઢતા આવે છે

જેઓ આવેશના જોશથી ક્ષણમા આ દિશામા ક્ષણમા બીજી દિશામા ઘસડાયા કરે છે, તેમના ચારિત્ર્યમા કશુ બળ કે પ્રભાવ ઉત્પન્ન થતો નથી અને વળી તે તો લાભ કરતા નુકશાન કરે છે એક સ્થિર રહી શકતા નથી, તેમને તો દરરોજ નવુ નવુ જોઇએ આજે જે વ્યાખ્યાનમા સાભળ્યુ તે બીજે દિવસે નીરસ લાગે મઝા ન આવે, નીર્માલ્ય લાગ, એકની એક વાતમા લાગ્યા રહેનાથી તેનુ મન થાકી જાય છે—આપણા માહેના ઘણા ખરા ભાવનાના આવેશ-વાળા છે, ભાવનાનુ જોશ હોય ત્યાસુધી તેમા મચી પડે છે થોડા દિવસ પછી થાકીને ઢીલા પડી જાય છે આવા લોકો ભાવનાની વાતોના બેઠા બેઠા ઠાઠ રચે છે, જેટલા દિવસો હુ આ જીદગાનીમા મોજ શોખ માણુ તેટલા દિવસ મારા છે સ્વાદિષ્ટ ભોજન, મધુર પાન, મનોહર વસ્ત્રો, અલકારો, બાગ, બગીચામા મરજી પ્રમાણે ફરવુ, સુદરીઓનો સમાગમ, ગાડી મોટર, બગલા ઇત્યાદિ અનેક પ્રકારની સસારવાસનામા રચી મચી રહેલા મોહ, અજ્ઞાન, અને મિથ્યાત્વમા ગરકાવ થયેલાઓ આ ભવ મીઠા તો પરભવ કોને દીઠા

અનેક ઉપાયથી શત્રુ તિરસ્કાર કરે છે, તો વગર મહેનતે મારે મોટો લાભ થયો કોઈ પોતાના પુણ્યનો ક્ષય કરીને મારા દોષો પ્રગટ

કરી દૂર કરે છે, તો હું તેનાપર રોષ કરૂં તો મારી મોટી ભુલ કહે-વાય કર્મોદયથી કોઈ દોષ ઉત્પન્ન થયો, અને તે કોઈ પ્રગટ કરે તો તેને મિત્ર સમાન જાણવો, તે દોષને દૂર કરી સાવધાન કરે છે મિ-થ્યાદ્દષ્ટિ જીવ ઘણુ કરીને મિથ્યાદ્દષ્ટિ જીવો નુ બહુમાન, આદરસત્કાર કરે છે, તેવુ પ્રાયે ધર્મીજીવોનુ કરતા નથી

બહિર્દષ્ટિ હોવાથી આવા વિચારોથી પોતાને ઉંચતર અવ-સ્થામા કલ્પે છે, પરંતુ વસ્તુત તેના થવા માટે ધીરજપૂર્વક પ્રયત્ન કરી અમુક દોષોનો ત્યાગ અને અમુક ઉત્તમ ગુણોનુ ઉપાર્જન કરવા જેટલુ સામર્થ્ય કરી શકતા નથી, આવા લોકો આવેશને લઇ ભાવથી ઉત્કૃષ્ટ બને છે પણ ખરી રીતે જોતા બાલકથી પણ નિર્બલ હોય છે, તેમના જીવનમા શાંતિ, સ્થિરતા, દ્દઢતા, પ્રભાવ, આદિ કશુ રહી શકતુ નથી મસુદ્રમા એક લાકડાનુ પાટીયુ આમ તેમ મોજાના મા-રથી જેમ અથડાય તેમ તેના ભાવનાના વેગથી સસાર રૂપી મસુદ્રમા મનુષ્યો અથડાયા કરે છે

કેટલાક મનુષ્યો ધર્મ શાસ્ત્રોના જ્ઞાનનેજ માત્ર ધર્મ માની લી-એ છે, ખરૂ છે કે જ્ઞાની જનોના વચનો મોઢે કરવાથી અને શાસ્ત્રનુ પઠન પાઠન કરવાથી આપણે ઘણી વાતો જાણી શકીએ છીએ, પરંતુ તેટલા ઉપરથી આપણે ધાર્મીક થયા, એમ જે માનવુ એ ભ્રાંતિ છે, અને ધર્મમા જે ભ્રાંતિ છે, એ મોટામા મોટ દોષ છે, માણસ જેમ દુનીયાની ભુગોળ મોઢે કરે તેથી દુનીયાની મુસાફરી કરી મનાય નહીં, તેમ માત્ર શાસ્ત્ર (જીવવિચાર, નવતત્વ, દડક કર્મગ્રથ પ્રકરણ આદિ સૂત્રો) મોઢે કર્યા અથવા જાણ્યા, તેથી કાઇ ધાર્મીક બન્યો ગણાય નહીં, અલબત ભુગોળનુ જ્ઞાન મુસાફરી કરનારને સહાયક છે, તેમ શાસ્ત્રોનુ જ્ઞાન ધર્મના માર્ગમા ગતિ કરવા ઇચ્છ-નારને જરૂરનુ છે, ઘણા મનુષ્યો શાસ્ત્રજ્ઞાન, અને ધર્મ વચ્ચે ઘણો નિકટનો સબધ માને છે, પણ ખરી રીતે તેમ નથી શાસ્ત્ર જ્ઞાન, અને વાસ્તવીક ધર્મનીવચ્ચે કરોડો ગાઉનો અતર છે, ધર્મ તેમના જીવ-નને લેશ પણ સ્પર્શ કર્યો હોય તેમ જણાતુ નથી શાસ્ત્ર એ બુદ્ધિ અને સ્મૃતિનો વિષય છે ધર્મ એ આત્માનો મૂળ વિષય છે, પકવા નના નામ જાણવાથી, જેમ તે મોહેનુ એક પણ પકવાન મોઢામા આવતુ નથી, તેમ શાસ્ત્રો જાણવાથી કાઇ ધાર્મીકપણુ આવતુ નથી,

ધર્મના કરનારને શાસ્ત્રજ્ઞાન ઉપયોગી માર્ગ બતાવનાર, અને મદદ
થઇ છે, એટલુજ છે, પત્થરના નામ જાણ્યા પછી તેને પ્રયત્ન પૂ
ર્વક બનાવી લેવાની મહેનતજ જેમ બાકી રહે છે, તેમ શાસ્ત્રો
જાણ્યા પછી તે અનુસાર જીવનને ઘડી તેમા ધર્મ ભરવાનુ કામ તો
બાકીનુ બાકીજ રહે છે આથી શાસ્ત્રોને ધર્મ માની લેવાની ભ્રાંતિમા
ન પડવુ, સાવચેત રહેવુ જો એ, બુદ્ધિ જનસમાજનુ તેમજ પોતાનુ
શ્રેય કરી શકે છે તેજ બુદ્ધિ અત્યંત ઉત્કટ રાગપૂર્વક ગ્રસી લેટે છે
તેથી મોહની કર્મની પ્રકૃતિ ઘણી ઉપાર્જન કરે છે, હાલમા ચોત
તરફ જે વિગ્રહો થાય છે, અને તેને લીધે કરોડો મનુષ્યોની ખુવારી
થાય છે, લોકોની સેનામા યોજનાને બન્ને લોકોના મહાગ્રમા યોજ-
ચેલ છે વળી સશયથી આત્માને કોઇ માર્ગ ઉપર ટકવા દેતી નથી
પળે પળે અનેક તર્ક વિતર્કો કર્યા કરે છે શ્રદ્ધાનગર વાર નાર ચ-
લીત કરે છે, માટે બુદ્ધિ ધર્માનુમારીણી હોવી જોઇએ જો તેમ ન
હોય તો પોતાનુ તેમજ પરનુ અહીત કરનાર થઇ પડે છે, આત્મ
ઘાત કરનામા પણ થાય છે

જ્યા આતરિક વિચારણાનો અવકાશ નથી તેના જીવનમા
કોઇ પ્રકારની ગભીરતા, સ્થતા નથી માટે સાચા ધર્મપરાયણ થવુ
જોઇએ, લોકોની ભીડ, અને નિર્જનતા નિવૃત્તિ, અને પ્રવૃત્તિ, ચિંત-
વન, અને કાર્ય, એ બન્નેનો સમાવેશ થવો જોઇએ, આત્માને ઉંડા
ધામા રહેલા બહુ મુલ્ય રત્નો એકાતમા ધ્યાન, વીચારણા, અને ચિંત
વનવડે પ્રાપ્ત થાય છે તેનો ઉપયોગ પોતાના ચારિત્રને ઉત્તમ પ્રકારે
ઘડવામા પોતાના તેમ બીજાના કલ્યાણ માટે થાય છે જેના જીવનમા
ચિંતવન, એકાંતવાસ અને નિર્જનમા ધ્યાન કરવાનો અવકાશ નથી
તે જીવ ક્ષુદ્ર- અસ્થિર મનુષ્ય છે તેને હમેશા એવો થોડો વખત
કાઢવો જોઇએ કે જ્યારે એકાતમા, નિર્જનમા નિર્મલ વાતાવરણમા
અક્ષુબ્ધ ચિત્તે પોતાના આત્મામા સ્થીર થવુ, પરમાત્માને હુમેશા
નિયમીત, અને સ્થીર ચિત્તથી જપવામા આવે તો, એથી ચિત્તના,
મનના દોષો, મલીનતા, કે જેને લીધે એકાગ્રતા સિદ્ધ કરી શકાતી
નથી, તો તે ઠડા પડી જાય છે જેમ મત્રથી વિષ ઉતરી જાય છે,
તેમ જપ કરવાથી વિઘ્નો ટળી જાય છે

जहा विसं कुट्ठ गयं, मंतमूलविसारया ।
विज्जा हणतीमंतेहिं, तो त हवइ निव्विसं ॥

ભાવાર્થ — જેમ મંત્રમૂળવાળી વિદ્યા શરીરમા વ્યાપેલા વિષનો નાશ કરે છે, તેમ શુદ્ધ ભાવ હૃદયની મલીનતા રૂપી વિષનો નાશ કરે છે

પોતામા જે જે દોષો હોય તેનો પરીહાર કરવામા પોતાના મનની સાથે સુદ્રઢ નિશ્ચય કરવો જોઇએ જેમના જીવનમા એકનીષ્ઠ સંકલ્પ બળ નથી તેઓના ગમે તેટલા ઉંચ વિચારો હોય તો તે કાર્ય કરી શકતા નથી કોઈ પ્રકારની ટેક, દ્રઢતા, સ્થિરતા અચલતા અને ચારિત્ર્ય શક્તિ હોતી નથી, માટે આપણા જીવનમા હમેશા થોડો કાળ, ખરેખરી એકાંતમા, અને નીર્જનતામા હોવાની જરૂર છે

તત્વોની ખામીને લીધે આપણું જીવન સત્યશૂન્ય ઉપલકીયા ગભીરતા વીનાના અને અસ્થીર મનવાળુ હોય છે

मर्कटस्य सुरा पान तस्य वृश्चिकदशनम् ।
तन्मध्ये भूतसचारो यद्वा तद्वा भविष्यति ॥

ભાવાર્થ — વાંદરે મદિરા પીધી હોય, તથા વળી તેને વીછુએ ડંખ માર્યો હોય તેમજ તેને વળી ભૂત વળગ્યુ હોય, તો તે વાદરો ગમે તે પ્રકારનુ એટલે મન માનેલુ નુકશાન કરવાને સમર્થ થાય છે

નિર્બલ મનુષ્યોને જ્યા મંજોગો દોરી જાય ત્યા વગર સ્વાર્થે દોરાઇ જાય છે પોતાનુ શ્રેય કયા માર્ગમા છે તેનો નીર્ધાર કરી શક્તા નથી "ક્ષણે તુષ્ટા ક્ષણે રૂષ્ટા" એવા હોય છે

જેને તેટલી પુસ્તકશાળાઓ, ધાર્મિક સંસ્થાઓ, જિનમંદિરો, ધર્મશાળાઓ, વિગેરે સાધનની ઘણી સામગ્રી હોવા છતા આપણા માના ઘણાએ નવાણું ટકાના જીવનમા કશોજ ફેરફાર દેખાતો નથી તેનું કારણ એજ કે આપણા જીવનમાથી આપણે આતરિક ... ય

અને ધ્યાનની દિશાને વિસારી મુકી છે, બાળી નાખી છે તેની ખામી આપણુ બહારની સામગ્રીથી પુરવા માગીએ છીએ, તો ઉલટી વિધિનુ સુદર ફલ ક્યાથી હોય? આથી જેના જીવનમા બહારના વ્યવસાય અતિ પ્રમાણમા છે, શાતિનો દેશવટો, વિષયવાસનાની ધમાધમ, અને અજ્ઞાનતા જેનામા આવે છે, તે ઓછુ કેવુ જોઇએ મનુષ્યના ચિત્તની દશા સમુદ્ર કીનારે બાધેલી ઝુપડીના જેવી હોય છે, જે રેતીના ઉપર બાધવામા આવેલી હોવાથી માત્ર એકજ પ્રચડ જલતરગથી કપીત બનીને ધુળમા મળી જાય છે

---

## परमात्मानो स्तुति

વિશ્વોપકારી પુરુષો ચિરકાલ સુધી વીસરતા નથી એટલુ જ નહિ પણ યાવત્ ચદ્રદિવાકરો સજ્જન પુરુષોના મનોમદિરમા તેઓ માટે પૂજ્યબુદ્ધિ સ્થાપિત રહ્યા કરે છે તેનુ કારણ તેઓનુ પવિત્ર આદર્શજીવન ઉત્કૃષ્ટ સયમ અને ઉચ્ચ ગુણોજ હોય છે, કારણકે, આવા મહાન પુરુષોના કાર્યો મહાન અને જગતને ચકિત કરનારા હોય છે તેમનુ ઐશ્વર્ય ઠકુરાઇ, બલ તથા પ્રભુતા આદિ પરોપકારને માટે હોય છે તેમનુ જ્ઞાન બીજાઓને સદ્દુપદેશ દઇ સન્માર્ગે વાળવામા બળ નિર્બલનુ રક્ષણ કરવામા અને લક્ષ્મી દીન દુ ખીઓને પોષવામા વપરાય છે આવા પવિત્ર પુરુષોમા શિરોમણી પ્રભુશ્રી મહાવીર આ ભારતવર્ષને વિષે પોતાના ચરણારવિંદોથી પાવન કરી રહ્યા હતા, તેઓ અહિંસાના પિતા હતા જ્ઞાનીઓના શિરોધાર્ય અને ત્રણે કાલના ભાવોને એક સમયમા જાણતા હતા, સર્વજ્ઞ હતા અપાર બળ છતા ક્ષમાના સાગર હતા, ત્રણ ભુવન (ચૌદરાજ) નુ સામ્રાજ પોતાને ઘેર છતા કેવલ નિર્મોહી અને નિરભિમાની હતા

દાતારોમા શિરોમણિ, સહિષ્ણુતામા એકા, મહાન જીતેદ્રિય અને અપરાધીઓપર ઉપકાર કરનારા. જગતના જીવોનુ કલ્યાણ કેમ થાય, સર્વજીવ માત્ર પાપથી મૂકાય, અને તેઓ આ વિનશ્વર માયાવી સુખોથી નહિ છેતરાતા સત્ય અને અવિનાશી સુખોને પ્રાપ્ત કરાવનાર વીતરાગદર્શી અને તત્વના રસિક કેમ બને, તેને માટે અહર્નિશ ચિંતવન તથા સતત્ પ્રયાસ એજ તેમનુ લક્ષબિંદુ હતુ ધૈર્યતામા, વીર્યતામા, ત્રણ જગતને ધ્રુજાવવાને સમર્થ હતા આવા પરમાત્માના ચરણકમલનુ આગમન કરી અનેક ભવ્યજીવો પોતાનુ કલ્યાણ કરતા હતા. અને અત્યારે પણ પ્રભુના વિરહે તેમની પ્રતિમાના આલબન દ્વારા તેમના નામ સ્મરણથી તેઓ પોતાના પાપનો નાશ કરી રહ્યા છે હે પ્રભુ! તારૂ આવુ અદ્ભુત ચારિત્ર ક્યા જીવને મુગ્ધ નહી કરે?

હે યોગીશ્વર! મહાવીરપ્રભુ! તારા લોકોત્તર અતિશયોયુક્ત જીવનને સાભળી તેને સમજ પૂર્વક શ્રદ્ધા સહિત અમલમા મૂકી અમો તેમા સરબસ થયા છીયે, ઘેલા જેવા બન્યા છીયે, હે ત્રણ તારણ-પ્રભો તમો એક વખત આ તારા સેવક પ્રત્યે મીઠી દૃષ્ટિથી અપરાધોની માફી આપો, અને મારા હૃદયકમલમા સુવર્ણના સિંહાસન પર બીરાજમાન થઇ અમારામા સમભાવ પ્રાપ્ત કરો આ જગતનુ દારિદ્ર દૂર કરનાર, દાતારમા શિરોમણી, શુ તુ તારા અનત ગુણો પૈકી કિંચિતનુ દાન કરી આ તારા સેવક અવગુણના ઘરભુત કગાલને તારા પવિત્ર જીવનની પ્રસાદી નહી ચખાડે?

ઇદ્ર જેના તારી સેવામા હાજર રહેનાનુ આવાહન કરતા છતા અરે! આખા બ્રહ્માડને અગુલીમા નચાવવાનુ સામર્થ્ય છતા તેનો ઉપયોગ નહી કરતા, કેવલ આત્મબલ ઉપર મુસ્તાક રહી કર્મશત્રુઓને હઠાવનાર, ગોવાલીયા તથા સગમ દેવ જેવાના પ્રાણાત ઉપસર્ગોને પણ સમભાવે સહન કરી તે પાપીઓ પ્રત્યે કરૂણાનો પ્રવાહ વહેવરાવનાર, ઓ! કૃપાલુ પ્રભુ! તારા મતાવોને, તારી આવી અપૂર્વ શક્તિ છતા તેના મોહ અજ્ઞાન અને મિથ્યાત્વ રૂપી ભવભ્રમણ કરાવનાર શત્રુઓને પરાસ્ત કરવામા શુ તેઓ કમનશીબ રહેશે? કદી નહી

હે પ્રભુ! દેવતાઓના સ્વામી !
સમસ્ત વસ્તુના સારને જાણનાર, -

અખંડ આનંદમાં આપ તલ્લીન બન્યા છો, અને અમારે તો તારા જેવું પ્રાપ્ત કરવા, તારે પગલે ચાલવાનું રહ્યું, તારા આગમોનું, અને તારી મૂર્તિનું આલંબન, એજ અમારા પાપોનો નાશ કરવાને અમોઘ ઉપાય છે માત્ર બહુલ સંસારીઓને તે રૂચતો નથી તારી આજ્ઞા વિસારવી, અને તારા જેવું થવાની આશા રાખવી એતો આકાશ કુસુમવત્ ગણાય. હવે તો એટલુંજ યાચીએ છીએ કે, તમારા ચરણકમલની ભક્તિનું જે કંઈ પણ ફલ હોય તો હે શરણ્ય! અમોને એક તમારૂંજ શરણ હો આપની આજ્ઞા શિરસાવંદ્ય થાઓ, ચરમ તીર્થંકર શ્રી મહાવીર પ્રભુનું પવિત્ર જીવન આદર્શરૂપ છે, તે પરમાત્માની પરમજ્યોતિ અમારી અજ્ઞાનતા, અને દોષોને દૂર કરો, શાન્તિ ફેલાવો અને પવિત્ર માર્ગનો પ્રકાશ જગતમાં વિસ્તારવામાં સહાયભૂત થાઓ!

આત્મ ભાવના અથવા અધ્યાત્મ ભાવના એ ઉચ્ચ કોટીની ભાવના છે એ ભાવનાની અંદર પ્રકાશમાન થયેલો આત્મા પરમાત્મ સ્વરૂપની સાથે તલ્લીન થઈ જાય છે અને હૃદયના ઉંડા પ્રદેશમાંથી ભાવોલ્લાસ પ્રગટ કરે છે તે આ પ્રમાણે બોલે છે, “ અહો! પ્રભુ, તમે અખંડ અને સચ્ચિદાનંદ સ્વરૂપ છો, તમારા જ્યોતિના પ્રકાશમાંથી શાંતિ, ક્ષમા અને સમતાના કિરણો સ્ફુરે છે તે કિરણોની શિતળ છાયા મારી ઉપર પ્રસારો અહો! મને એવી દશા ક્યારે પ્રાપ્ત થશે? કે જે દશામાં રહી હું તમારા ગુણોમાં એકતાન થઈને રહી શકું? જેના પસાયથી આ પ્રપંચી દુનિયા ઉપરનો માગે પ્રેમ ઓછો થાય, એવી તમારી ભવ્યતા ભરેલી ભક્તિ મને ક્યારે પ્રાપ્ત થશે? મારૂં ચંચળ હૃદય કે જે વાસના અને અભિલાષાઓના બળથી વિક્ષેપ પામ્યા કરે છે, નકામી પ્રવૃત્તિમાં પડ્યા કરે છે, અને આશા તથા તૃષ્ણાના અનેક તરંગો ઉઠ્યા કરે છે તે ચંચળ હૃદયને તમારા ચરણ કમળમાં સ્થિર કરવાને હું ક્યારે સમર્થ થઈશ? હે પરમાત્મન્! મને નિશ્ચય થાય છે કે, જ્યારે હું મારી સર્વ ઇંદ્રિયો તમારી ભક્તિમાં જોડીશ, ત્યારે મારા હૃદયને શાંતિ મળશે જ્યારે હું તમારી પવિત્ર અને દયા ભરેલી આજ્ઞાને પુષ્પની માળાની જેમ શિર ઉપર ધારણ કરીશ ત્યારે મારા હૃદયમાં તમારા વચનો ઉપર સંપૂર્ણ શ્રદ્ધા પ્રાપ્ત થશે હે ત્રિભુવનપતિ! તમારી નિર્હેતુક કરૂણા તમારી અદ્ભુત શાંતિ, તમારૂં અનિર્વચનીય જ્ઞાન, તમારૂં અખં

વિત ધ્યાન, તમારૂં યથાર્થવાદીપણું તમારી અપૂર્વ પરોપકાર [illegible] અને અત્યંત સહનશીલતા જોઈ એમ થાય છે કે, તમે મારા રોમે રોમમા ક્યારે વસશો ? કે જેથી હું મારા શુદ્ધ અને નિર્મળ સ્વરૂપમા રમણ કરૂં

હે દયામૂર્તિ દેવાધિદેવ ! મારા હૃદયની શાંતિનો ભંગ [illegible] આ વિશ્વના અનેક વિચારોનો નિરોધ કરવાનું સામર્થ્ય મને [illegible] પ્રાપ્ત થશે ?

હે મંગળ નિધાન ! ત્રણ જગતને વંદન કરવા યોગ્ય [illegible] પની પ્રતિમાનું અવલોકન કરતા મારા હૃદયમા દિવ્ય [illegible] પ્રગટશે ? અશરણને શરણ આપનારા તમારા [illegible] દુનિયા વિષરૂપ, પાષાણરૂપ, દુઃખરૂપ, બંધનરૂપ [illegible] ત્યાગ કરવા યોગ્ય જાણી તે ઉપર મને વીતરાગપણું [illegible] પણ ક્યારે પ્રાપ્ત થશે ? તમારામાજ પવિત્ર પ્રેમ, [illegible] ભક્તિ, તમારામાજ પૂજ્ય બુદ્ધિ, તમારામાજ [illegible]

છે અને મોક્ષનો ઉપાય છે—આ છ મહાવાક્યો મારા અંતઃકરણમાં નિરંતર ક્યારે જાગ્રત થશે? અને હું તે પ્રમાણે વર્તી અન્ય જીવોને ક્યારે વર્તાવીશ?

જે વૃત્તિ શુભ ભાવના અને આત્મબળને હીન કરનારી છે જે વૃથા વાણીવિલાસ, કૃપણતા, અને સ્વાર્થને દર્શાવનારી છે, જે આત્મવીર્યનો વૃથા વ્યય કરવાને પ્રેરનારી છે, જે અસ્થિરતા તથા અશાંતિને ઉપજાવનારી છે, અને જે અસમતાને વધારનારી છે, તેવી વૃત્તિનો સર્વથા ત્યાગ કરવાનું અદ્ભુત મનોબળ મને ક્યારે પ્રાપ્ત થશે?

હે અખંડાનંદ સ્વરૂપ પ્રભુ! એવો શુભ સમય ક્યારે પ્રાપ્ત થશે? કે જે સમયે મારા હૃદયમાં જ્ઞાનનો પ્રકાશ પડે અને તેથી શુદ્ધ થયેલા તે હૃદયદર્પણમાં તમારા જેવી ઉચ્ચ ભાવનાઓના પ્રતિબિંબ પડે, જ્ઞાન, અને અનુભવ ઉભયનો પ્રત્યક્ષ ભાવ પ્રતીત થાય, પ્રત્યેક આધિ, વ્યાધિ ઉપાધિ અને પ્રત્યેક આપત્તિ એ સર્વમાંથી મુક્ત થવાનું અધિક અધિક બળ પ્રાપ્ત થાય, અને તેથી ઉચ્ચ માર્ગનો સંપાદન કરી આત્મ ભાવનાનો વિસ્તાર થતો જાય આ સર્વ ઉચ્ચ સામગ્રી સંપાદન કરવાને હું ક્યારે ભાગ્યશાળી થઈશ?

હે ચિદાનંદમૂર્તિ પ્રભુ! માર્ગમાં પ્રસન્નતા, એકાગ્રતા, ઇંદ્રિય જય, અને આત્મસ્વરૂપના દર્શનની યોગ્યતા ક્યારે આવશે? બાહ્ય અને આંતર તપસ્યાથી શરીર અને ઇંદ્રિયોનો નિયમ કરી તેમના સ્વભાવિક સામર્થ્યનો ઉત્કર્ષ ક્યારે થઈ આવશે? ચિત્તની પરમશાંતિ અથવા વાસનાનો ક્ષય અને મનોનિગ્રહથી ઉપજતા તત્વજ્ઞાનનો અભેદાનંદમય સાક્ષાત સ્વરૂપાનંદનો અનુભવ મને ક્યારે પ્રાપ્ત થશે? શુદ્ધ ધ્યાનના બળથી ધ્યેયરૂપ એવા આપના સ્વરૂપ સાથે મારી ધ્યેયાકાર વૃત્તિ ક્યારે થશે? આનંદમય અને નિરૂપાધિક એવી આત્મ ભાવનાની ભૂમિકા ઉપર આરૂઢ થવાનો અધિકાર મેળવવાને હું ક્યારે ભાગ્યશાળી થઈશ?

મારૂં સત્ય સ્વરૂપ શું છે? હું ક્યાંથી આવ્યો? અને ક્યાં જઈશ? મારૂં શું છે? અને શું થશે? આ શરીર શું છે અને આ દુનિયા શું છે? આ કુટુંબ કોણ છે અને તેની સાથે આ મારો

મળ્યું કેમ થયો છે? એ મળ્યું સત્ય છે કે અસત્ય છે? એને ત્યાગ કરનામાં મારૂં શ્રેય છે કે એને રાખવામાં શ્રેય છે? આવા વિવેક પૂર્વક વિચારો શાંત ભાવે કરવાને હું ક્યારે યોગ્ય થઈશ? આત્મસ્વરૂપનું સંપૂર્ણ ભાન કરાવનારા આધ્યાત્મિક જ્ઞાનના તાત્વિક સિદ્ધાંતનો અનુસરણ કરી હું મારા કર્મોનો સત્વર નાશ ક્યારે કરીશ?

હે પવિત્ર પરમ જ્ઞાનધારી! તારો આત્મા મારા આત્માની માફક અનંત કાળ પર્યંત આ અનાદિ સંસાર સાગરમાં પરિભ્રમણ કરતો થકો, અષ્ટકર્મનો ઘાત કરી સંસારને કેવળ દુઃખમય જાણી તમારી વિરક્ત થઈ ચૌદ રાજથી ઊંચે સ્થાને બિરાજમાન થઈ રહ્યા છો અહા! તમારા આત્માને અનંત સુખ પ્રાપ્ત થયું છે અનંત શક્તિ પ્રગટ થઇ છે, આ અસાર અને દુઃખથી ભરપુર એવા અસાર સંસારમાં અમે અલ્પ મતિના પ્રાણી જેને ઉત્કૃષ્ટ સુખ માનીએ છીએ, તેની જોડે હે પરમ શાન્તિવાળી પરમાત્મા! તારૂં અવિનાશી અપાર સુખ સરખાવતા, મેરૂ આગળ સરસવ જેવું, અને ચિંતામણિ રત્ન આગળ કાચના કટકા જેવું છે વાહ! ધન્ય છે તારા આત્માને કે જ્યોતિસ્વરૂપે મુક્તિસ્થાન શોભાવો છો ધિક્કાર છે મારા આત્માને કે જે આ ભવસાગરને સુખસાગર માની તેના દુઃખરૂપ મોજાના સપાટા સહન કરે છે

હે કૃપાનિધે! હે દિનબંધુ! અમારા સરખા દીન જનો તારૂં દર્શન પામવાને આતુર છીએ, એવી મતિ આપ કે તારા વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખીએ, જગતને વિષે ચિંતામણિ રત્ન સમાન શ્રી જૈન ધર્મને પરમોત્તમ ગણી તેમાં મગ્ન થઈએ, જેથી કોઇક દિવસ અમારી ધારણા ફલીભુત થાય અહો! દુસ્તર સંસારસાગરને વિષે પોતાયમાન આ દુઃખાબ્ધિમાંથી અમોને તારનારે તારૂં નામરૂપી નાવ એવું સમર્થ છે કે તારૂં સ્મરણ કરતા સંસારના દુઃખ ભુલી જવાય છે, અને મનને વિષે આનંદનો ઓઘ ઉછલી રહે છે તો તે નાવને જે પકડશે તે કેમ નહિ તરે? અર્થાત તરી શકશે

હે જગત્પૂજ્ય પ્રભુ! મારી કાયા અને મારી [illegible] ભક્તિમાજ ઉપયોગી થજો મારૂં મસ્તક તમારી આગળ નમજો. મારા [illegible] મનોહર અને

નીરખજો મારી વાણી તમારા સ્તવનોના ગીત ગાજો મારી ભુજાઓ તમારી વંદનાને માટે વળજો મારા ચરણો તમારા ચૈત્યોની પરિપાટીમા ચાલજો, અને મારૂં હૃદય તમારૂં ધ્યાન ધરવાને તત્પર રહેજો

હે પ્રભુ! આ જગતમા સર્વ જીવો તમારા ધર્મને પ્રાપ્ત કરે, તમારા વચનો સાભળે, ત્રિકરણ શુદ્ધિથી તમારી ભક્તિ કરે, અને તે સર્વનું કલ્યાણ થાય, એમ હું અહર્નિશ ઇચ્છા રાખીશ આ પ્રમાણ મન વચન, અને કાયાથી પ્રાર્થના કરી વિરમુ છુ



પુદ્ગલ પિંડ લોલુપી ચેતન જગમે રાક કહાવે,
પુદ્ગલ નેહ નિવાર પલકમે જગપતિ બિરૂદ ધરાવે ૧
પુદ્ગલ રસ રાગી જગ ભટકત કાલ અનત ગમાયો,
કાચી હોય ઘડીમે નિજગુણ રાગ તજી પ્રગટાયો ૨
પુદગલ મોહ પ્રસગ ચેતન ચારૂ ગતીમે ભટકે,
પુ ગલ નેહ તજી શીવ જાતા સમય માન નહિ અટકે ૩
જ્ઞાન અનત જીવનો નિજગુણ તે પુદગલે આવરીયો,
જે અનત શક્તિનો નાયક તે કણ કાયર કરિયો ૪
નિજસ્વરૂપ જાણ્યા વિના જીવ ભમે સસાર
જબ નિજરૂપ પીછાણીઓ તબ લહે ભવકો પાર ૫
ભેદવિજ્ઞાન જગ્યો જીનકે ઘટ શિતલ ચિત ભયો જિમ ચદન,
કેલી કરે શીવ મારગમે જગમાહિ જિનેશ્વર કે લઘુનદન ૬

॥ ॐनम सिद्ध ॥

# અનેક મંત્ર ગર્ભિત પરમ પ્રભાવિક શ્રીપાર્શ્વનાથ ઉવસગ્ગહરં સ્તોત્રમ્

---

ઉવસગ્ગહર પાસં, પાસં વંદામિ કમ્મઘણમુક્કં । વિસહરવિસનિન્નાસં, મંગલકલ્લાણ આવાસં ॥ ૧ ॥ વિસહર-ફુલિંગમંતં, કંઠે ધારેઈ જો સયા મણુઓ । તસ્સ ગહ રોગ-મારી, દુટ્ઠજરા જંતિ ઉવસામં ॥ ૨ ॥ ચિટ્ઠઉ દૂરે મંતો, તુજ્ઝ પણામોવિ બહુફલો હોઇ । નરતિરિએસુવિ જીવા, પાવંતિ ન દુકખદોગચ્ચં ॥૩॥ ૐ અમરતરુકામધેણૂ, ચિંતા-મણિકામકુંભમાઈયા । સિરિપાસનાહસેવા-ગહણે સવ્વેવિ દાસત્તં ॥ ૪ ॥ ૐ શ્રીં હ્રીં એં ૐ તુહ દંસણેણ સામિય! પણાસઈ રોગસોગદુકખદોહગ્ગં । કપ્પતરુમિવ જાયઈ, ૐ તુહ દંસણેણ સવ્વફલહેઉં સ્વાહા ॥ ૫ ॥ ૐ હ્રીં નમિઊણ (પાઠાન્તરમ્) "પણવસહિય માયા" વિગ્ઘણાસયમાયબીએણ ધરણનાગિંદં । સિરિકામરાજકલિયં, પાસજિણંદં નમસામિ ॥ ૬ ॥ ૐ હ્રીં સિરિપાસવિસહર, વિજ્જામંતેણ ઝાણ ઝાએજ્જા । ધરણપઉમાવઇદેવી, ૐ હ્રીં ક્ષ્મ્લ્વ્ર્યૂં સ્વાહા ॥ ૭ ॥ ૐ જયઉ ધરણિંદ-પઉમાવઇય નાગિણી વિજ્જા । વિમલજ્ઝાણસહિયો, ૐ હ્રીં ક્ષ્મ્લ્વ્ર્યૂં સ્વાહા ॥ ૮ ॥ ૐ થુણામિ પાસં, ૐ હ્રીં પણમામિ પરમભત્તીએ । અટ્ઠકખરધ-

રણેંદો, પઉમાવઇ પયડિયાકીત્તી ॥૯॥ જસ પયકમલમજ્ઝે, સયા વસઇ પઉમાવઈ ય ધરણિંદો । તસ્સ નામેણ સયલ, વિસહરવિસ નાસેઇ ॥ ૧૦ ॥ તુહ સમ્મત્તે લદ્ધે, ચિંતામણિકપ્પપાયવબ્ભહિએ । પાવંતિ અવિગ્ઘેણ, જીવા અયરામર ઠાણં ॥૧૧॥ ૐ નટ્ઠટ્ઠમયટ્ઠાણે, પણટ્ઠકમ્મટ્ઠનટ્ઠસંસારે । પરમટ્ઠનિટ્ઠિઅટ્ઠે, અટ્ઠગુણાધીસર વંદે ॥૧૨॥ ઇઅ સંથુઓ મહાયસ! ભત્તિબ્ભરનિબ્ભરેણ હિયએણ । તા દેવ ! દિજ્જ બોહિં, ભવે ભવે પાસજિણચંદ ॥ ૧૩ ॥ સ તુહ નામસુદ્ધમંત, સમ્મં જો જવઇ સુદ્ધભાવેણ । સો અયરામરઠાણં, પાવઇ ન ય દોગ્ગઇં દુકખં વા ॥ ૧૪ ॥ ૐ પંડુભગંદરદાહ, કાસ સાસ ચ સૂલમાઇણિ । પાસપહુપભાવેણ, નાસંતિ સયલરોગાઈ ॥૧૫॥ ૐ વિસહર દાવાનલ, સાઇણિ વૈયાલ મારિ આયંકા । સિરિનિલકંઠ પાસસ્સ, સમરણમિત્તેણ નાસંતિ ॥૧૬॥ પનાસ ગોપીડા કુર ગહ દંસણ ભય કાયે આવાનહુ તીએ ત એવી તસીજ ગુણીજાસો ॥૧૭॥ પિડંજંતભગંદર ખાસસ્વાસ-સુલતહનીબાહ ।શ્રીસામલપાસમહંત નામ પઉર પઉલેણ॥૧૮॥ ૐ હ્રી શ્રીપાસધરણ સજ્જુત્ત "વિસહર વિજ્જ જવેઃ સુદ્ધમણેણ" પાવેઇ ઇચ્છિયમુહં ૐ હ્રીં શ્રીં ક્ષ્મ્લ્વ્યું સ્વાહા ॥ ૧૯ ॥ રોગજલજલણવિસહર—ચોરારિમઇંદગયરણભયાઈ । પાસજિણનામસંકિત્તણેણ પસમંતિ પવ્વાઇં ॥ ૨૦ ॥



# શ્રી રત્નાકર પચ્ચીશીનું રહસ્ય

## હરિગીત.

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રિડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવતા સેવા કરે તારી વિભુ,
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારના દુઃખો તણા
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂ,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂ

શું બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે,
તેમજ તમારી પાસ તારક આજ ભોળાભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી

મેં દાન તો દીધું નહિ અને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભભાવ પણ ભાવ્યો નહિ,
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું !

હું ક્રોધઅગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડસ્યો મને
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયા જાળમાં મોહન ! મહા મુંઝાય છે
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ,
જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તોપણ પ્રભુ,
ભિંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ,

તરૂ કેમ હુ સસારમા આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી ૨૨

મે પરભવે નથી પુણ્ય કીધુ ને નથી કરતો હજી,
તો આવતા ભવમા કહો ક્યાથી થશે હે નાથજી?
ભૂત ભાવી ને સાપ્રત ત્રણે ભવ નાથ હુ હારીગયો,
સ્વામી ત્રિશકુ જેમ હુ આકાશમા લટકી રહ્યો ૨૩

અથવા નકામુ આપ પાસે નાથ શુ બકવુ ઘણુ?
હે દેવતાના પૂજ્ય! આ ચારિત્ર મુજ પોતા તણુ,
જાણો સ્વરૂપ ત્રણ લોકનુ તો માહરૂ શુ માત્ર આ,
જ્યા કોડનો હિસાબ નહિ ત્યા પાઈની તો વાત ક્યા? ૨૪

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ
મ્હારાથી નહિ અન્ય પાત્રમા જોતા જડે હે વિભુ,
મુક્તિમગળસ્થાન! તોય મુજને ઇચ્છા ન લક્ષ્મીતણી,
આપો સમ્યગરત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી ૨૫

---

## दुहा

પ્યારો આપણો આતમા, ન્યારો પુદ્ગલ ખેલ,
સો પરમાતમ જાણીયે, નહી જસ ભવકો મેલ ૧

પુદ્ગલ મે રાતો રહે, જાણે એહુ નિધાન,
તસ લાભે લોભ્યો રહે બહીરાતમ અભિમાન ૨

પુદ્ગલ ભાવ રૂચે નહી તેથિ રહે ઉદાસ,
સો અતર આતમ લહે, પરમાતમ પરકાશ ૩

વસ્તુ વિચારત ધ્યાન તે, મન પામે વિસરામ,
રસ સ્વાદિત સુખ ઉપજે, અનુભવ તાકો નામ ૪

જિનસ્વરૂપથઈજિન આરાધે તેસહી જિનવરહોવેરે,
ભમરી ઇલીકાને ચટકાવે, તે ભમરી જગ જોવેરે ૫

સમકીત વિણુ નવપુરવિ, અજ્ઞાનિ કહેવાય,
સમકીત વિણુ સંસારમા, અગ્હો પરહો અથડાય ૬

સમકીત અડપનયણુ ઘણી, પણુ જ્ઞાનિ કહેવાય,
અર્ધ પુગલ પરાવર્તમા, સકલ કર્મ ક્ષય જાય ૭

જ્ઞાનગર્વ મતિ મંદતા, નિષ્ઠુર વચન ઉદ્ગાર,
રાઢભાન આલસ દશા, નાસે પંચ પ્રકાર ૮

પૂજા કોટી સમ સ્તોત્ર, સ્તોત્રકોટી સમો જપ,
જાપ કોટી સમ ધ્યાન, ધ્યાન કોટી સમો લય ૯

જ્ઞાનિ કો ભોગહે સો, નીર્જરાકો હેતુ હૈ,
અજ્ઞાનિ કો ભોગહે સો, બંધ ફલ દેતુ હૈ ૧૦

જ્યાં લગે આતમ દ્રવ્યનુ, લક્ષણુ નવી જાણ્યુ,
ત્યાં લગે ગુણઠાણુ ભલુ, કેમ આવે તાણ્યુ ૧૧

આતમ સાખે ધર્મ જીહા ત્યાં જનનુ શુ કામ,
જન મન રંજન ધમનુ, મૂલ ન એક બદામ ૧૨

કરુણા વચ્છલ સજનતા, આતમ નિંદા પાઠ,
સમતા ભક્તિ વિરાગતા, ધર્મ રાગ ગુણ આઠ ૧૩

આરંભ વિષય કષાયવશ, ભમિયો કાલ અનંત,
લખ ચોરાશી યોનિમા, અબ તારો ભગવંત ૧૪

કરુણા નિધિ કૃપા કરી, કઠીણ કર્મ મોહે છેદ,
મોહ અજ્ઞાન મિથ્યાત્વનો, કરજે ગંઠી ભેદ ૧૫

જીતની વસ્તુ જગતમે, નીચ નીચ મે નીચ,
સબમે પાપી મે બુરો, ફસ્યુ મોહ કે બીચ ૧૬

થાપણ મોસા મે કિયા, કરી વિશ્વાસી ઘાત,
પરનારી ધન ચોરીયા, પ્રગટ કહ્યો નહી જાત ૧૭

જે મે જીવ વિરાધીયા, સેવ્યા પાપ અઢાર,
નાથ તુમારી સાખસે, વારમવાર ધિક્કાર, ૧૮

કામિ કપટિ લાલચિ અપછંદા અવિનીત,
અવિવેકિ ક્રોધિ કઠીણુ મહા પાપિ મદજીત ૧૯

ચેતન તે એસી કરી, જેસી ન કરે કોઈ,
વિષયા રસને કારણે, સ્વરસ બેઠો ખોય ૨૦

જરા આઈ જોબન ગયા, શીર પલીયા તે કેશ,
લઘુતા તો છોડી નહી, ન કર્યો ધર્મ લવ લેશ ૨૧

રાતી ગમાઈ શોવતે, દીનશ ગમાયા ખાય,
હીરા જેસા મનુષ્ય ભવ, કવડી બદલે જાય ૨૨

માખી ચન્દન પરિહરે, કસ્મલ ઉપર જાય,
મૂરખ ધર્મ ન સાભલે, ઉંઘે કે ઉઠી જાય ૨૩

સગત બીચારી કયા કરે, હૃદયા ભયા કઠોર,
નવ નેજા પાણી ચડે, પથર ન ભીજે કોય ૨૪

લક્ષ્મી કોની થઈ નથી, થાશે નહિ કો નિ,
ધર્મ મારગે વાપર્યું, તે થાસે તુજ ધન ૨૫

ક્રોડ પતિ મૂકી ગયા, કોડી ન ગઈ તે સાથ,
હાથે તે સાથે થશે, મિથ્યા બીજુ ભ્રાત ૨૬

સતિયા સત ન છોડીયે, સત છોડયે પત જાય,
સતની બાધી લક્ષ્મી, ફીરફીર ફેરા ખાય ૨૭

નમે છે આબા આબલી, નમે છે દાડીમ દ્રાખ,
એરંડ બીચારા શુ નમે, જેની ઓછી શાખ ૨૮

વિક્રમ વિશાત્રિશ પછી, થાસે ધર્મ પ્રકાસ,
સાધુ મહિમા વાધસે, મત પાખંડ ખવાસ ૨૯

આત્મ ભાનવિના જે કથા વખાણ ચર્ચા વિચાર,
તે સર્વ બાલ જ્ઞાન છે, મિથ્યામતિ આચાર ૩૦

નિજ સ્વભાવમા સદા રહે તજી રાગને દ્વેષ,
પૂર્વ કર્મને ખેરવે, એ સિદ્ધાંતનો રેશ ૩૧

નિચુ જોઈ ચાલતા, ત્રણ ગુણ મોટા થાય,
કાંટો ટળે દયા પળે, પગ પણ ના ખરડાય ૩૨

ચાપી બાધે પાઘડી, ચાપી ઉતારે નખ,
ચાપી પહેર પાશડા, એ ત્રણ અણધાર્યા દુ:ખ ૩૩

કહેનાથા સો કહદીયા, અબ કયા બજાવુ ઢોલ,
એક શ્વાસમે જાત હે, તીન લોકકા મોલ ૩૪

ચાર ઘડી રાત્રી પાછલી, સૂર્ય ઉદય પર્યંત,
બ્રાહ્મ મુહુર્ત તે જાણવુ, ભજન ધ્યાન બલવંત ૩૫

એરણની ચોરી કરે, દીયે સોયકા દાન,
ઉંચો નીચો ઉછલે, કયુ ન આય નિમાન ૩૬

વડા વડાઇ ના કરે, વડા ન બોલે બોલ,
હીરા મુખમે ના કહે, લાખ હમારા મોલ ૩૭

જે બોલે બાલક મતિ, જે બોલે અણગાર,
જે બોલે વરકામીની, જુઠ ન પરે લગાર ૩૮

પ્રથમ ક્રોડ આડત્રીશ, લઘુમત લખ અગ્યાર,
બાર સહસ નવસત, સિતેર વળી ઉપર સાર ૩૯

એટલે મણ એક ભાર, ભાર ચિદ્રુપત્ર વખાણ,
આઠ ભાર ફૂલફલ, ભારખર વેલી જાણ ૪૦

નિંદક ધોબી દો જણા, ધોવત હે સબમેલ,
ધોબી કમાઇ કરત હે, નિંદક ઠેલમઠેલ ૪૧

ગુરૂભાવ મુજમા નથી, નથી સર્વ તુજ રૂપ,
નથી લઘુતા કે દીનતા શુ કહુ પરમ સ્વરૂપ ૪૨

નથી આજ્ઞા ગુરૂદેવની, અચલ કરી ઉરમાહિ,
આપ તણો વિશ્વાસ દ્રઢ ને પરમાદર નાહિ ૪૩

હુ પામર શુ કરી શકુ, એવો નથી વિવેક,
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક ૪૪

કાળ દોષ કળિથી થયો, નહી મર્યાદા ધર્મ,
તોય નહિ વ્યાકૂળતા, જુઓ પ્રભુ મુજ કર્મ ૪૫

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુ ય,
એક પણ સદ્ગુણ નહિં મુખ બતાવુ શુ ય ૪૬

કેવળ કરૂણા મુર્તિ છો, દીન બંધુ દીન નાથ,
પાપી પરમ અનાથ છુ, ગ્રહો પ્રભુજી હાથ ૪૭

ચેતન તે એસી કરી, જેસી ન કરે કોઈ,
વિષયા રસને કારણે, સ્વરસ બેઠો ખોય ૨૦

જગ આ જોબન ગયા, શીર પલીયા તે કેશ,
લનુતા તો છોડી નહી, ન કર્યો ધર્મ લવ લેશ

રાતી ગમાઈ શોવતે, દીનશ ગમાયા ખાય,
હીરા જેસા મનુષ્ય ભવ, કવડી બદલે જાય

માખી ચદન પરિહરે, કસ્મલ ઉપર જાય,
મૂરખ ધર્મ ન સાભલે, ઉંઘે કે ઉઠી જાય

સગત બીચારી કયા કરે, હૃદયા ભયા કઠોર,
નવ નેજા પાણી ચડે, પથર ન ભીજે કોય

લક્ષ્મી કોની થ. નથી, થાશે નહિ કો દિન,
ધર્મ મારગે નાપર્યું, તે થાસે તુજ ધન

ક્રોડ પતિ મૂકી ગયા, કોડી ન ગ. તે સાથ,
હાથે તે સાથે થશે, મિથ્યા બીજુ ભ્રાત

ગતિયા સત ન છાડીયે, સત છાડયે પત જાય,
સતની બાધી લક્ષ્મી, ફીરફીર ફેર ખાય

નમે છે આબા આબલી, નમે છે દાડીમ દ્રા
એરડ બીચારા શુ નમે, જેની ઓછી શાખ

વિક્રમ વિશાનિશ પછી, થાસે ધર્મ પ્રકાસ,
સાધુ મહિમા વાધસે, મત પાખડ ખવાસ

આત્મ ભાવવિના જે કથા વખાણ ચર્ચા [illegible]
તે સર્વ બાલ જ્ઞાન છે, મિથ્યામતિ આચા [illegible]

નિજ સ્વભાવમા સદા રહે તજી રાગને દ્વે[illegible]
પૂર્વ કર્મને ભેરવે, એ સિદ્ધાતનો રેશ

નિચુ જો. ચાલતા ત્રણ ગુણ મોટા થા[illegible]
કારો રળે દયા પળે, પગ પણ ના ખર[illegible]

ચાપી બાધે પાઘડી, ચાપી ઉતારે નખ[illegible]
ચાપી પેહેરે ખાશડા, એ ત્રણ અણુધા[illegible]

ચેત તો ચેતાવુ તને રે પામર પ્રાણી—( એ આદ્રણી )
સઘ ઘરબાર સારૂ મિથ્યા કહે છે મારૂ મારૂ,
તેમા નથી કશુ તારૂ રે પામર—૧
તારે હાથે વપરાશે એટલુજ તારૂ થાશે,
બીજુ તો બીજાને જાશે રે પામર—૨
માખીઓએ મધ કીધુ ન ખાધુ ન ખાવા દીધુ,
લુટનારે લુટી લીધુ રે પામર—૩
ખખેરીને હાથ ખાલી ઓચીંતાનુ જાવુ ચાલી,
કર માથાકુટ ખાલી રે પામર—૪
શાહુકારીમા સનાયો લખપતી તુ લખવાયો,
કહે તેમા શુ કમાયો રે પામર—૫
તારી સાથે આવે તેવો કમાયો તુ માલ કેવો,
અનેજ તપાસ એવો રે પામર—૬
દેવે નર કાયા દીધી તેની ન કીંમત કીધી,
મણી સાટે મેશ લીધી રે પામર—૭
ખોળામાથી રત્ન ખોયુ ધુડથી કપાળ ધોયુ,
જાણપણ તારૂ જોયુ રે પામર—૮
હજી તો છે હાથ બાજી કર પ્રભુને તુ રાજી,
તારી મુળી કર તાજીરે પામર—૯
હાથમાથી બાજી જાશે પછીતો પસ્તાવો થાશે,
કશુ ન કરી શકાશે રે પામર—૧૦
મનનો વિચાર તારો મનમા રહી જનારો,
વળતી ન આવે વારો રે પામર—૧૧

(ગહુલી ૧.)

વિનય વિજય ગુરૂ વદીએ નરનારી,
હારે નરનારી રે નરનારી,
હારે જહ ભવ પર ભવ હીતકારી,
હારે તરણ તારણ હોય વિનય—૧
વિજય કમળ સુરી શિષ્ય સુખદાયા
હારે ગુરૂ વિનય વિજય મુનિરાયા,
હારે સ્થિવીર પદવી ચડે સોહાયા,
હારે જામનગરમા જોય વિનય—૨

આદર મળો કે ના મળો, તેની મ્હને પરવા નથી,
હુમ ફળ મળો કે ના મળો, તે જાણના ઇચ્છા નથી ૭૭
કર્તવ્ય કરના જન્મ આ, દીન રાત તેમા રચી રહી,
ગણ મુક્ત નિશ્ચે થકી થવુ કર્તવ્ય કરવુ એ મહી ૭૮



## ગઝલ

અરે એ ભાઇ જળાળી, રહ્યો શુ મોહમા માલી,
ન જોયુ આપ નિહાળી, રહ્યો જડભાવને ઝાલી ૧
ન દેક નિજ હિત સભાળી પકડને પુણ્યની ડાળી,
કરી માયાજ તે વ્હાલી, ગુમાવી જીંદગી ખાલી ૨
વરસ પચાશ તો વીત્યા, કરી ના આત્મની ચિંતા,
ન ગા ધર્મની ગીતા, પકડશે કાળ ઓચિંતા ૩
મળી આ દેહ બહુ સુલી, ગયો દેવા વિષે ડુલી,
પડી તે પાપની પુળી, કનક મુકી રમે ધુલી ૪
મુસાફર બે દિવસનો તુ, મુસાફરી બગલે આવ્યો,
નથી આ બગલો તારો વૃથા તુ બોલમા મારો ૫
કહુ છુ પ્રેમથી વ્હાલા હવે લે હાથમા માળા,
ઉપાધિના તજી ભાલા, હૃદયના ખોલને તાળા ૬
ઉમર આ ગમમા રોળી, ન જોયુ ચિતમા ખોળી,
ગળી તે ગર્વની ગોળી, ઉદકમા જીંદગી બોળી ૭
નથી ઘરબાર આ તારા, નથી સુત દ્રવ્ય કે દારા,
ધરી લે ધર્મની વારા કહુ તુ માની લે મારા ૮
હવે લે ચિત્તમા ચેતી, ધરમની ખેડને ખેતી,
શીખામણ છુ કહુ દેવી, વૃથા તુ પીલમા રેતી ૯
વિનય મુનિ વદે ભાવે, ગઝલ એ પ્રેમથી ગાવે,
સુબોધે સત સમજાવે સમય આવો કરિ નાવે ૧૦

# વિષયાનુક્રમણિકા





સૂર્યોદય પ્રેસ—જામનગર

વૃત્તિ ત્યાગ કરીને, સાત્વીક વૃત્તિમા આવનુ જો એ સાત્વીક વૃત્તિવાલા ઓજ મોક્ષ મેલવી શકે છે, માટે શાસ્ત્રકારે ફરમાવી ગયા છે કે મનુષ્ય ભવ શિવાય મોક્ષ મલતો નથી અનત બલવાન હોય તેજ મોક્ષ મેળવી શકે છે બલહીનોને મોક્ષ થતોજ નથી અનત બલ તે આત્મિક બલ છે એ આત્મિક બલનો મન અને શરીર સાથે નીકટનો સબંધ હોવાથી જે આત્માના યથાર્થ બલને જાણે છે તેના મન અને શરીર પણ બલવાન હોય છે તીર્થંકરોના આત્મામા અનત બલ હોય છે

મદોન્મત પાચસે હાથીઓનુ બલ એક કેસરિસિહમા હોય છે બે હજાર કેશરિસિહના જેટલુ બલ એક અષ્ટાપદ નામના પક્ષીમા હોય છે દશ લાખ અષ્ટાપદ જેટલુ બલ એક બલદેવમા હોય છે બે બલદેવ જેટલુ બલએક વાસુદેવમા હોય છે, બે વાસુદેવ જેટલુ બલ એક ચક્રવર્તીમા હોય છે, એક લાખ ચક્રી જેટલુ બલ એક નાગ-દમા હોય છે ક્રોડ નાગેંદ્ર જેટલુ બલ એક ઇદ્રમા હોય છે એવા અનતા ઇદ્રોના બલ જેટલુ બલ જીનેદ્રની ટચલી અગુલીમા હોય છે તેથીજ તીર્થંકરોને અતુલ બલના ધણી એવી ઉપમા શાસ્ત્રોમા આપેલી છે માટે તેમના શરીરમા પણ અનત બલ હોય છે

જીવાત્મા આત્મજ્ઞાનની પ્રાપ્તિ માર્ગપર ચડે છે તે પહેલો માર્ગ સાધુસજ્જનોનો સમાગમ દીક્ષીતોનો સહવાસ, નિશદીન સાધુજનોના સમાગમમા રહેવાથી તેઓના ઉચ્ચ જીવનની છાપ આ પણા જીવનપર પડે છે તેઓના આદોલનો આપણા આદોલનોની ગતિ બદલાવી નાખે છે, અને ઉપદેશ કરે છે સાધુજનોના સહવાસમા નશ્વર વસ્તુઓપરની મમતા કુદરતી રીતે ઓછી થાય છે, સત વસ્તુની પ્રાપ્તિને માટે ખરેખરી ધુન લાગે છે સાધુજન પાસે નીશદીન રહે વાથી સુતા ખાતા પીતા જાણતા અજાણતા પણ તેઓની કૃપાથી આપણુ જીવન બદલાતુ જાય છે જો આપણે પણ સાથેસાથ ઉચ્ચ જીવન ગાળવાને તલપાપડ થતા હો એ અને આપણા પ્રયત્નો યોગ્ય દિશાના હોય તો અમુક સમય વિત્યાબાદ એક પળ એવી આવે છે કે આપણને આત્માનુ દર્શન થાય છે અને પછી કદાચ અદૃશ્ય થઇ જાય છે તો પણ તે આપણા જીવનને એટલુ બધુ બદલાવી નાખતુ જાય છે કે જ્યાસુધી આપણને આપણા પોતાના પ્રયત્નથી તે દર્શન ફરીથી ન થાય ત્યાસુધી શાતિ વળતી નથી

વિશ્વત્રયમાં અખંડ શાંતિ પ્રસરો! સમસ્ત પ્રાણીવર્ગ પરોપકારરસિક બનો! દોષ માત્ર નિર્મૂળ થાઓ! અને સર્વત્ર સહુ કોઈ લોકો સુખી થાઓ ૧

સર્વ કોઈ સુખી થાઓ! સર્વ કોઈ રોગ આતંક રહિત થાઓ! સર્વ કોઈ કલ્યાણમંગળ પામો અને પાપાચરણ ન કરો! ૨

इति श्रीमत्तपागच्छीयमुक्तिविजयगणिशिष्याचार्य श्रीविजयकमलसूरीश्वरशिष्यमुनि विनयविजयविरचितश्रीभावनाभूषणनामग्रंथस्य तृतीयावृत्तिर्विक्रमार्क (१९८५) वर्षे वैशाकशुक्लतृतीया (अक्षयतृतीया) दिने जामनगरे समाप्ता ॥

॥ श्रीरस्तु ॥

